# શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - વાંઢાય

# સ્મૃતિગ્રંથ








**શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટ,**
શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઈશ્વર નગર, મુ. વાંઢાય, પો. દેશલપર,
તા. ભુજ, જિ. કચ્છ-૩૭૦૦૪૦. ફોન : ૦૨૮૩૨-૨૭૬૨૩૨, ૨૯૪૫૫૧



103, ALPANA APARTMENT,
L.B.S. MARG, GHATKOPAR - WEST,
MUMBAI - 400 086
TEL. : 022-2513 6276, 2511 6196
FAX : 2511 6197

*With Best Compliments From*

**BUILDERS & DEVELOPERS.... SINCE 1969**

- M/s. MILAN HOUSING COMPLEX PVT. LTD.
- M/s. MAYUR CORPORATION
- M/s. L. V. PATEL & CO.
- M/s. MILAN CORPORATION


Shri L. V. Patel


Shri Bipin Patel


Shri D.K. Patel

# શ્રી ઉમિયા માતાજી સંસ્થાન - સ્મૃતિગ્રંથ



## સંપાદન

### સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિ

રતિલાલ મનજી પોકાર (કન્વીનર)

રવિલાલ કેશરા રામજીયાણી
શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા

જયેશ સોમજીભાઈ છાભૈયા
ડૉ. વી. એચ. પટેલ

પ્રો. કે. વી. પાટીદાર
રમેશ ગોવિંદ પોકાર

## પ્રકાશક




શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટ
ઈશ્વરનગર, વાંઢાય, પો. દેશલપર,
તા. ભુજ-કચ્છ

## પ્રકાશન વર્ષ

મે, ૨૦૧૦

## ડિઝાઈન

કમલ પ્રિન્ટર્સ, અમદાવાદ
ફોન : ૦૭૯ - ૨૬૫૮ ૩૩૨૨

# પ્રકાશક સંસ્થાનું નિવેદન



રવિલાલભાઈ કેશરા રામજીયાણી
*પ્રમુખશ્રી*



જયેશ સોમજીભાઈ છાભૈયા
*મંત્રીશ્રી*

આજે ઉમિયા માતાજી સંસ્થાન - વાંઢાયની પાવન ધરા પર ઘેઘુર વડલા સમુ પાંગર્યું છે તેનું બીજારોપણ સંતશ્રી લાલરામજી મહારાજની પ્રેરણાથી સંતશ્રી ઓધવરામજી મહારાજે કર્યુ અને તેમના શિષ્યો સંતશ્રી વાલરામજી મહારાજ અને સંતશ્રી દયાલદાસજી મહારાજે પ્રેમ રૂપી પાણી પીવડાવી પોષ્યું. સંતશ્રી કરસનદાસજી મહારાજ અને સંતશ્રી હરિદાસજી મહારાજ જેવા સંતો હજુ પણ આ વૃક્ષની માવજત કરી રહ્યા છે. એ માટે એ સંતોના આપણે સૌ ઋણી છીએ.

ઉમિયા માતાજી સંસ્થાન રૂપી વટવૃક્ષની શીળી છાયામાં દર વર્ષે હજારો યાત્રાળુઓ વિશ્રાંતિ લે છે. એ વૃક્ષની વૃધ્ધિમાં કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના નિષ્ઠાવાન આગેવાનો અને કાર્યકરો તેમજ દિલેર દાતાઓનું પણ બહુમૂલ્ય યોગદાન રહેલું છે. તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

આ સંસ્થામાં શૂન્યમાંથી સર્જન કરનારા પાયાના પથ્થર સમા વડીલો, પૂર્વ હોદ્દેદારો, ટ્રસ્ટીઓ અને નાના મોટા સૌ કાર્ય કરોનું આ સંસ્થાના વિકાસમાં પ્રદાન છે. તેમની પણ સાભાર નોંધ લેવી જ રહી.

શ્રી ઉમિયા માતાજીના નૂતન મંદિરના નિર્માણમાં ખોબે ખોબે દાન આપનાર દાતાઓ, ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવમાં મોટું મન રાખીને દાનનો ધોધ વહેવડાવનાર દાતાઓ અને મહોત્સવને સફળ બનાવવા માટે રાતદિવસ દોડનાર કાર્યકરોને પણ ખૂબ ખૂબ ધન્યવાદ આપવા ઘટે.

સંસ્થાનમાં ઉમાપતિ મહાદેવ મંદિરનું નિર્માણ કાર્ય ચાલુ છે. એ યજ્ઞીય કાર્યમાં અને સંસ્થાએ હાથ ધરેલી આરોગ્ય નિધિ જેવી માનવ સેવાની યોજનાઓમાં સૌ મા ઉમાના સંતાનો સંપૂર્ણ સહયોગ આપશે એવી અમને શ્રધ્ધા છે.

વાંઢાયમાં શ્રી ઉમિયા માતાજી નવ નિર્મિત મંદિરમાં તા. ૧ થી ૪ એપ્રિલ - ૨૦૦૯ દરમ્યાન મૂર્તિ પુનઃ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ ભવ્યતાથી ઉજવાયો ત્યારે જ સંસ્થાના આગેવાનોએ નિર્ણય કર્યો હતો કે આ ઐતિહાસિક ઉત્સવનું કાયમી સંભારણું રાખવા સંસ્થાએ એક સ્મૃતિગ્રંથ પ્રકાશિત કરવો. આ સ્મૃતિગ્રંથમાં ઉમિયા માતાજી મંદિરનો ઈતિહાસ અને તેના વિકાસની શિલશિલાબંધ માહિતી આપવાનું પણ નક્કી કરાયું જેથી ભવિષ્યમાં આ પાવન તીર્થ સ્થાનનો ઈતિહાસ સચવાયેલો રહે.

સ્મૃતિગ્રંથના સંપાદન અને પ્રકાશનની જવાબદારી સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિને સોંપવામાં આવી. આ સમિતિએ ટૂંકા ગાળામાં ખૂબ જ જહેમત ઉઠાવી જુની માહિતી એકત્ર કરી, જુની તસ્વીરો મેળવી સરસ સ્મૃતિગ્રંથ તૈયાર કર્યો છે. એ માટે સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિના સૌ સભ્યોને જેટલા અભિનંદન આપીએ તેટલા ઓછા છે.

સંસ્થા પર આર્થિક બોજ ન પડે અને પુસ્તક પ્રકાશનનું ખર્ચ વિજ્ઞાપનમાંથી નીકળી જાય એ હેતુથી સંસ્થાના કારોબારી સભ્યોને આ અંગે અપીલ કરતા સૌ સભ્યોએ કોઈ પણ જાતની આનાકાની કર્યા વિના આ કાર્યમાં સંપૂર્ણ આર્થિક સહયોગ આપ્યો અને સમાજના આગેવાનો અને શુભચિંતકો એ પણ પોતાની વિજ્ઞાપન આપી યોગદાન આપ્યું એ માટે સંસ્થા તેમની આભારી છે.

વિશેષ તો આ સ્મૃતિગ્રંથના વિમોચન દાતાઓએ ઉદાર દિલે દાન આપ્યા તેમનો પણ ખૂબ ખૂબ આભાર અને અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના સુવર્ણ જયંતિના સ્વર્ણિમ મહાપર્વ પર આ સ્મૃતિ ગ્રંથના દાતાઓના હસ્તે વિમોચન કરવાની તક પૂરી પાડી અને સમય ફાળવ્યો એ માટે કેન્દ્રીય સમાજના કર્ણધારો અને સ્વર્ણિમ મહોત્સવ આયોજન સમિતિનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

વર્તમાન પેઢી અને આવનારી નવી પેઢીને ઉપયોગી થઈ શકે એવા માહિતી સભર ઐતિહાસિક સ્મૃતિ ગ્રંથને આપ સૌના કરકમળમાં મૂકતા અમે હર્ષ અને ગૌરવની લાગણી અનુભવીએ છીએ.

રવિલાલભાઈ કેશરા રામજીયાણી
*પ્રમુખશ્રી*

જયેશ સોમજીભાઈ છાભૈયા
*મંત્રીશ્રી*

ઉમિયા માતાજી ઈશ્વર રામજી ટ્રસ્ટ, વાંઢાય

# સંપાદકીય


રતિલાલ મનજી પોકાર


રવિલાલભાઈ કેશરા રામજીયાણી


જયેશ સોમજીભાઈ છાભૈયા


પ્રો. કે. વી. પાટીદાર


શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા


ડો. વી. એચ. પટેલ


રમેશ ગોવિંદ પોકાર

વટવૃક્ષ સમી વિકસી ચૂકેલી કોઈપણ સંસ્થાનો વિકાસ એકદમથી થયો હોતો નથી. કોઈ છોડ કે ઝાડની માફક ધીરે ધીરે પાંગરતી અને ફુલતી ફલતી હોય છે. આજે તીર્થભૂમિ વાંઢાયમાં વિદ્યમાન શ્રી ઉમિયા માતાજી સંસ્થાન જે દેખાય છે એ સ્થિતિમાં પહોંચતાં છ દાયકા લાગ્યા છે. આ સમય દરમ્યાન આ તીર્થધામનો વિકાસ તબક્કાવાર શી રીતે થયો એ આ પુસ્તકમાં આલેખવાનો ઉપક્રમ છે. જેથી આ પાવન સ્થાનનો ગૌરવપૂર્ણ ઈતિહાસ સચવાયેલો રહે અને આવનારી પેઢી એ જાણી શકે એ શુભ આશયથી આ સ્મૃતિગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે.

આ સ્થાને મા ઉમિયાનું મંદિર કયા સંજોગોમાં બંધાયુ તેની વિગતો છે તો મંદિરના ૬૫ વર્ષ અગાઉ ઉજવાયેલા ઉમિયા માતાજી મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવનો અહેવાલ પણ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. ત્યારપછી સંસ્થાના વિકાસની તવારીખ છે. તો સમય સમય પર ઉજવાયેલા વિશેષ ઉત્સવો અને પ્રસંગોના સચિત્ર અહેવાલ પણ આ પુસ્તકના પાના પર જોવા મળશે

આ પુનિત સ્થાન જે સંતોની તપોભૂમિ રહ્યું છે અને જેમની પ્રેરણાથી અહીં મા ઉમિયાનું મંદિર બંધાયું એ સંતો કેમ ભૂલાય? તેમના જીવન અને કાર્યને આ પુસ્તકમાં પ્રકાશિત કરવામાં આવ્યા છે.

સંપાદન સમિતિએ જુના પુસ્તકો, જુની સભાનોંધ અને વડિલોની મૌખિક માહિતીને આધારે વિગતો એકત્ર કરી આ સ્મૃતિગ્રંથનું સંપાદન કરવાનો પ્રમાણિક પ્રયત્ન કર્યો છે. તેમ છતાં માહિતીને અભાવે કોઈ ક્ષતિ રહી જવા પામી હોય તો અમો ક્ષમા પ્રાર્થી છીએ.

સંપાદન સમિતિને આ કાર્ય કરવાની સંસ્થાએ તક આપી છે તેમનો અમે આભાર માનીએ છીએ. આ કાર્યમાં અમને સહયોગ આપનાર ઉમા દર્પણના સ્ટાફના પણ અમે આભારી છીએ. અને ખૂબજ ટૂંકા સમયમાં આ સ્મૃતિગ્રંથનું પ્રિન્ટીંગનું કામ કરી આપનાર કલ્યાણજીભાઈ છાભૈયા અને કમલ પ્રિન્ટરર્સનો પણ ખૂબ ખૂબ આભાર.

આ માહિતી સભર ઐતિહાસિક સ્મૃતિગ્રંથ આ સંસ્થાનો ઈતિહાસ જાણવા માટે ઉપયોગી બની રહેશે તો અમે કરેલું આ નાનકડું કાર્ય લેખે લાગ્યુ છે એમ માનીશું.

રતિલાલ મનજી પોકાર
કન્વીનર
સ્મૃતિગ્રંથ સંપાદન સમિતિ



શ્રી નારણભાઈ મનજીભાઈ વેલાણી

## સ્મૃતિગ્રંથ વિમોચક



શ્રીમતિ કંકુબેન નારણભાઈ વેલાણી

નારણભાઈ મનજીભાઈ વેલાણી, જન્મસ્થાન લુડવા, વર્ષ ૧૯૩૩, અભ્યાસ લુડવા અને કરાચીમાં કર્યો. કરાચીથી કચ્છમાં પાછા ફર્યા અને સરકારી શિક્ષકની નોકરી સ્વીકારી ત્રણ વર્ષ નોકરી કર્યા બાદ વ્યવસાયાર્થે મુંબઈ ગયા. સુથારી કામથી શરૂઆત કરી ધીરે ધીરે ભાગીદારીમાં ધંધો આગળ વધાર્યો. પાટીદાર કન્સ્ટ્રકશન કંપની નામે ભાગીદારી પેઢી શરૂ કરી. જે ૩૮ વર્ષ સુધી ચાલી કુટુંબ સાથે મુંબઈમાં સ્થાયી થયા. હાલે નિવૃત્તિનો સમય સમાજસેવા અને માનવસેવામાં સદઉપયોગ કરી રહ્યા છીએ.

## સામાજીક યોગદાન

૧) શ્રી અ.ભા.ક.કડવા પાટીદાર સમાજ નખત્રાણા, ભૂતપૂર્વ કારોબારી સભ્ય
ભુકંપમાં ગામોમાં સર્વે સમિતીના સલાહકાર કન્વીનર
૨) મુંબઈ ઘાટકોપર દુષ્કાળ રાહત ગૌસેવા સમિતિના કન્વીનર.
૩) મુંબઈ ઘાટકોપર આર્યસમાજ ભૂતપૂર્વ કેશીયર, ભૂતપૂર્વ પ્રમુખ
૪) કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડના ભૂતપૂર્વ ટ્રસ્ટી
૫) કચ્છ કડવા પાટીદાર લુડવા આર્ય સમાજના સલાહકાર
૬) ઘાટકોપર એજ્યુકેશન અને મેડીકલ ચેરીટેબલ ટ્રસ્ટ ભૂતપૂર્વ કેશીયર, હાલે ટ્રસ્ટી
૭) ઘાટકોપર સમુહ લગ્નના કેશીયર
૮) શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ વાંઢાય ના ભૂતપૂર્વ કારોબારી સભ્ય
૯) અ.ભા.ક.ક. પાટીદાર સમાજ સંચાલિત માંડવી હોસ્ટેલના કેશીયર

સમાજમાં જ્યાં જ્યાં કામ કર્યા છે ત્યાં દરેક સમાજોમાં અમારા ભાગે કેશીયરનું કામ મળે છે
અમારા બે છોકરા, ચાર દીકરી, બે પૌત્ર, ત્રણ પૌત્રી દરેક ગ્રેજ્યુએટ છે.
શ્રીમતિ કંકુબેન નારણભાઈ મનજીભાઈ વેલાણી
ગામ - લુડવા, હાલે મુંબઈ - પવઈ

હસ્તે
નમ્રતા કાન્તીલાલ નારણ વેલાણી દીપીકા જેન્તીલાલ નારણ વેલાણી








શ્રી રવજીભાઈ રામજીભાઈ ચોપડા

શ્રીમતિ પ્રેમીલાબેન રવજીભાઈ ચોપડા

## શ્રી રવજીભાઈ રામજીભાઈ ચોપડા

| | | | |
|---|---|---|---|
| જન્મ તારીખ | : ૦૨-૦૧-૧૯૩૮ | મુંબઈ આગમન | : ૧૮, નવેમ્બર-૧૯૫૭ |
| અભ્યાસ | : ગુજરાતીમાં ધોરણ ૬ | વ્યવસાય | : બિલ્ડીંગ કોન્ટ્રાક્ટર |

વ્યવસાયનો પ્રારંભ શ્રી મનજીભાઈ કરશનભાઈ એન્ડ કંપનીમાં પાર્ટનર તરીકે તા. ૨૨-૧૧-૧૯૫૭ માં

## સામાજીક ક્ષેત્રે સેવાઓ અને યોગદાન

| | | |
|---|---|---|
| પ્રમુખ | ૧૯૭૬ થી ૨૦૦૫ | કચ્છ કડવા પાટીદાર સમાજ રત્નાપર (મુંબઈ) |
| સહમંત્રી | ૧૯૮૦ થી ૧૯૮૪ | કચ્છ કડવા પાટીદાર સમાજ બૃહદ મુંબઈ |
| ટ્રસ્ટી | ૧૯૮૨ થી ૧૯૮૭ | કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ મુંબઈ |
| | ૨૦૦૪ થી ૨૦૦૫, ૨૦૦૬ થી ૨૦૦૭ | |
| ચેરમેન | ૨૦૦૫ - ૨૦૦૬ | કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ મુંબઈ |
| મેનેજીંગ ટ્રસ્ટી | ૧૯૮૫ | કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ મુંબઈ |
| આમંત્રિત ટ્રસ્ટી | ૨૦૦૬ થી ૨૦૦૯ | ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ |
| ટ્રસ્ટી | | ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ |
| આમંત્રિત કા. સભ્ય | | અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ |
| મંત્રી | ૧૯૮૨ થી ૧૯૮૪ | બોરીવલી વાડી બાંધકામ સમિતિ |
| પ્રમુખ | ૨૦૦૬ થી ૨૦૦૮ | કચ્છ કડવા પાટીદાર મુંબઈ ઝોન |
| ઉપપ્રમુખ | ૨૦૦૫ | ઘાટકોપર કચ્છી કડવા પાટીદાર સમાજ |
| સભ્ય | | દુકાળ રાહત સમિતિ મુંબઈ |
| | | સમુહ લગ્ન સમિતિ મુંબઈ |
| | | માંડવી હોસ્ટેલ નિર્માણ સમિતિ |
| ટ્રસ્ટી | | પાટીદાર એજ્યુકેશન ચેરીટેબલ ટ્રસ્ટ, મુંબઈ |

### શુભચિંતક

**નેહા રમેશ રવજી ચોપડા** **જુલી રાજેશ રવજી ચોપડા**




Ravji R. Chopda
Director
98200 62483

**R. R. CHOPDA GROUP**
**ENGINEERS & CONTRACTORS**
501-A, Galleria, Hiranandani Gardens, Powai, Mumbai-400 076.
Phone : 2579 7935, 5692 3033 • Fax : 2579 7936 • Email : rrchopda@yahoo.com
Branch Office : Chennai

# શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટના હોદ્દેદારશ્રીઓ

વર્ષ ૨૦૦૮ થી



**પ્રમુખશ્રી**
રવિલાલભાઈ કેશરા રામજીયાણી
મુંબઈ (દેશલપર)



**ઉપપ્રમુખશ્રી**
બાબુભાઈ હીરજી ચૌહાણ
મુંબઈ (આણંદસર)



**ઉપપ્રમુખશ્રી**
શામજીભાઈ હરજી સેંઘાણી
મુંબઈ (મમાયમોરા)



**મંત્રીશ્રી**
જયેશ સોમજીભાઈ છાભૈયા
ભુજ ( રાજપર)



**સહમંત્રીશ્રી**
પ્રો. કાંતિલાલ વી. પાટીદાર
ભુજ (ખેડોઈ)



**સહમંત્રીશ્રી**
ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારી
ગાંધીધામ (સાંયરા)



**સહમંત્રીશ્રી**
બાબુભાઈ શામજી ચોપડા
જીયાપર



**ખજાનચીશ્રી**
ગંગારામભાઈ શીવગણ ચૌહાણ
ભુજ (આણંદસર)



**ઓડીટરશ્રી**
તેજાલાલ દેવજી સાંખલા
ગાંધીધામ (રસલીયા)

# શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટના ટ્રસ્ટીશ્રીઓ

વર્ષ ૨૦૦૮ થી



ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી
માંડવી (રાજપર)



શીવજીભાઈ નાનજી કાનાણી
ભુજ (કલ્યાણપર)



ધનજીભાઈ શીવગણ રૂડાણી
મુંબઈ (જીયાપર)



ધનજીભાઈ પુંજા લીંબાણી
મુંબઈ (દરશડી)



વિશનજીભાઈ હરજી માવાણી
મુંબઈ (દેશલપર)



વાલજીભાઈ નારણ ભગત
નાગપુર (નખત્રાણા)



વાલજીભાઈ જીવરાજ દિવાણી
સાગર (લક્ષ્મીપર - નેત્રા)



રામજીભાઈ ગંગદાસ પારસીયા
મુંબઈ (દેશલપર)



રતનશીભાઈ રવજી ધોળુ
મુંબઈ (લુડવા)



સામજીભાઈ નારણ નાકરાણી
મુંબઈ (રત્નાપર)

# શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટના સલાહકારશ્રીઓ



જેઠાભાઈ લાલજી ચોપડા
ભુજ (રાજપર)



વાલજીભાઈ શીવજી વાડીયા
જામનગર (દયાપર)



લધાભાઈ વિશ્રામ પોકાર
મુંબઈ (લુડવા)



શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા
ભુજ (દરશડી)



નારણભાઈ રામજી પોકાર
ભુજ (રાયણ - મોટી)



હરિભાઈ શીવગણ રૂડાણી
અમદાવાદ (જીયાપર)



ડૉ. વાલજીભાઈ હંસરાજ સાંખલા
ભુજ (લુડવા)



લખમશીભાઈ લધા વાસાણી
મુંબઈ (દરશડી)



દેવજીભાઈ વાલજી ચૌહાણ
મુંબઈ (આણંદસર)



નારણભાઈ વિશ્રામ ભગત
મુંબઈ (ખેડોઈ)

# શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટના કારોબારી સભ્યશ્રીઓ

વર્ષ ૨૦૦૮ થી


દેવજીભાઈ માવજી લીંબાણી
ભુજ (પાલનપુર)


માવજીભાઈ વસ્તા છાભૈયા
વિરાણી - મોટી


ગંગારામભાઈ શિવદાસ રામાણી
ભુજ (દેશલપર)


મેઘજીભાઈ જેઠા રામજીયાણી
મુંબઈ (ભેરૈયા)


વસ્તાભાઈ કેશરા નાકરાણી
મોરબી (સાંયરા)


મહેન્દ્રભાઈ શીવદાસ માવાણી
મુંબઈ (દેશલપર)


નથુરામભાઈ ધનજી સેંઘાણી
મુંબઈ (દરશડી)


રતનશીભાઈ લાલજી વેલાણી
દુર્ગાપુર


છગનલાલ નાનજી રામજીયાણી
મુંબઈ (કુરબઈ)


જશવંતભાઈ દેવજી સાંખલા
ઘડુલી


માધવજીભાઈ પ્રેમજી અમૃતીયા
ભુજ (કલ્યાણપર)


અંબાલાલ વાલજી ચૌહાણ
મુંબઈ (આણંદસર)


રતિલાલ મનજી પોકાર
ભુજ (વાલ્કા - મોટા)


કેશુભાઈ ધનજી પારસીયા
ભુજ (ભેરૈયા)


રેવાલાલ કરમશી પાટીદાર
મુન્દ્રા (ખેડોઈ)



વલ્લભજી માધવજી છાભૈયા
ગઢશીશા

# શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટના કારોબારી સભ્યશ્રીઓ

વર્ષ ૨૦૦૮ થી


મહેશભાઈ અબજી ભગત
દેશલપર


હીરાલાલ વાલજી પારસીયા
મુંબઈ (કલ્યાણપર)


હીરાલાલ માવજી સેંઘાણી
મુંબઈ (ગઢશીશા)


કાંતિલાલ શામજી ધોળુ
રાયણ - મોટી


લક્ષ્મણભાઈ શીવગણ માવાણી
ભુજ (ખીરસરા - રોહા)


રતિલાલ અબજી લીંબાણી
નખત્રાણા


દયારામભાઈ લધા કાલરીયા
વિગોડી


હરીભાઈ અરજણ દીવાણી
ભુજ (થરાવડા-ભડલી)


નવીનભાઈ હરીભાઈ ચોપડા
જીયાપર


માવજીભાઈ શામજી છાભૈયા
નખત્રાણા


મગનભાઈ કેશરા ભીમાણી
કલ્યાણપર


નારણભાઈ ખીમજી ચૌહાણ
દુજાપર


સુરેશભાઈ મનજી ચૌહાણ
ભુજ (લુડવા)


કરસનભાઈ પ્રેમજી રામાણી
દેશલપર


પુરસોત્તમભાઈ વિશ્રામ વાસાણી
વિરાણી - નાની


ઈશ્વરલાલ માવજી માવાણી
નાસિક (લક્ષ્મીપર - તરા)

# શ્રી ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટના માનનીય આમંત્રિતશ્રીઓ

વર્ષ ૨૦૦૮ થી

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ



રામજીભાઈ કરમશી નાકરાણી
પ્રમુખશ્રી
રાયપુર (વિરાણી-મોટી)



મોહનલાલ શીવજી ધોળુ
મહામંત્રીશ્રી
નખત્રાણા (નાગલપર)

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવા સંઘ



જયંતિભાઈ કરમશી રામાણી
પ્રમુખશ્રી
અમદાવાદ (લક્ષ્મીપર-નેત્રા)



ગૌરાંગભાઈ ખેતાભાઈ ઘનાણી
મહામંત્રીશ્રી
કડોદરા (નખત્રાણા)

## શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલા સંઘ



પ્રભાબેન દામજી માકાણી
પ્રમુખશ્રી
ભુજ (લુડવા)



સુશીલા કે. પાટીદાર
મહામંત્રીશ્રી
ભુજ (ખેડોઈ)

# ભૂતપૂર્વ પ્રમુખશ્રીઓ



**પ્રેમજીભાઈ રામજી અમૃતિયા, કલ્યાણપર**
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્નક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૭૭ થી ૧૯૯૧



**ડૉ. વી. એચ. પટેલ, લુડવા**
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૨ થી ૧૯૮૬
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્નક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૪ થી ૧૯૯૯



**નારણભાઈ રામજી પોકાર, રાયણ મોટી**
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૬ થી ૧૯૯૪



**શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા, દરશડી**
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્નક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૧ થી ૧૯૯૪



**જેઠાભાઈ લાલજી ચોપડા, રાજપર**
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૪ થી ૧૯૯૯



**હંસરાજભાઈ દેવજી ધોળુ, દુર્ગાપુર**
શ્રી ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૯ થી ૨૦૦૮

# ભૂતપૂર્વ મંત્રીશ્રીઓ



**નારણભાઈ વિશ્રામ ભગત, ખેડોઈ**
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્ન ક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૭૭ થી ૧૯૮૯
૧૯૯૧ થી ૧૯૯૯



**છગનભાઈ પ્રેમજી અમૃતિયા, કલ્યાણપર**
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૪ થી ૧૯૯૪



**અબજીભાઈ વિશ્રામ કાનાણી, વિરાણી મોટી**
શ્રી ઉમાદેવી તથા ઈશ્વરરામજી અન્ન ક્ષેત્ર એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ
વર્ષ : ૧૯૮૯ થી ૧૯૯૧



**કરસનભાઈ પચાણ ચૌહાણ, આણંદસર**
શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૪ થી ૧૯૯૯



**માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા, કલ્યાણપર**
શ્રી ઉમિયા માતાજી ઈશ્વર રામજી ટ્રસ્ટ
વર્ષ : ૧૯૯૯ થી ૨૦૦૨



**શિવજીભાઈ નાનજી કાનાણી, કલ્યાણપર**
શ્રી ઉમિયા માતાજી ઈશ્વર રામજી ટ્રસ્ટ
વર્ષ : ૨૦૦૨ થી ૨૦૦૮

# શ્રી ઉમિયા માતાજી સંસ્થાનના પાયાના પથ્થરો


હરિભાઈ કરમશી ભાવાણી
મોતીસરીકંપા


રતનશીભાઈ ખીમજી ખેતાણી
વિરાણી મોટી


નથુભાઈ નાનજી છાભૈયા
નખત્રાણા


શીવગણભાઈ રાજા રૂડાણી
દેશલપર


શામજીભાઈ જીવરાજ લીંબાણી
કોટડા (જ)


લાલજીભાઈ ભાણજી પોકાર
ટોડિયા


મનજીભાઈ વાલજી સાંખલા
ઉખેડા


પ્રેમજીભાઈ પુંજા વાસાણી
વિથોણ


ખીમજીભાઈ નાગજી લીંબાણી
મથલ


મણિભાઈ પુંજા રામાણી
નખત્રાણા


કેશરાભાઈ કરસન રામજીયાણી
દેશલપર


પ્રેમજીભાઈ શીવગણ રૂડાણી
જીયાપર

શ્રી ઉમિયા માતાજી મૂર્તિ પુનઃ પ્રાણપ્રતિષ્ઠા

# ઐતિહાસિક પ્રસંગ



શ્રી ઉમિયા માતાજીનું નવનિર્મિત મંદિર

કચ્છમાં વાંઢાય તીર્થ ખાતે નવનિર્મિત શ્રી ઉમિયા માતાજી મંદિરમાં મૂર્તિ પુનઃ પ્રાણપ્રતિષ્ઠાનો ઐતિહાસિક મહોત્સવ તા. ૧-૪-૨૦૦૯થી તા. ૩-૪-૨૦૦૯ દરમ્યાન શાનદાર રીતે ઊજવાઈ ગયો.

૬૨ વર્ષ અગાઉ સંતશ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણાથી બંધાયેલું ઉમિયા માતાજીનું મંદિર ઈ.સ. ૨૦૦૧ના ભૂકંપમાં ક્ષતિગ્રસ્ત થઈ જતાં તેની સામેના પ્રાંગણમાં શિલ્પકળાથી સુશોભિત પથ્થરનું ભવ્ય મંદિર બાંધવામાં આવ્યું છે અને તેમાં જૂના મંદિરમાં હતી, એ જ શ્રી ઉમિયા માતાજીની મૂર્તિની પુનઃ પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી છે.

આ ત્રિદિવસીય મહોત્સવમાં ભાગ લેવા ભારતભરમાંથી હજારોની સંખ્યામાં જ્ઞાતિજનો ઊમટ્યા હતા. ત્રણ દિવસના વિવિધ ધાર્મિક, સામાજિક અને સાંસ્કૃતિક સમારંભનું આયોજન કરાયું હતું અને આ પ્રસંગે કેન્દ્રીય સમાજના સુવર્ણજયંતી મહોત્સવનો શુભારંભ પણ કરવામાં આવ્યો હતો.

શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવનો પ્રારંભ તા. ૧-૪-૨૦૦૯ના સવારે ૭.૦૦ કલાકે યજ્ઞના મંત્ર ધ્વનિથી થયો હતો.

સવારે ૮.૦૦ કલાકે પૂર્વ કચ્છ, લખપત, નખત્રાણા અને માંડવી વિસ્તારમાંથી આવેલા પદયાત્રીઓના ભારતભરમાંથી આવેલા મશાલધારી યુવાનો અને સંતોનાં સામૈયા કરવામાં આવ્યાં હતાં અને વાજતેગાજતે શોભાયાત્રા કાઢવામાં આવી હતી.

ઉમિયા માતાજીની પ્રાણપ્રતિષ્ઠાને ૬૨ વર્ષ થયાં હોઈ ખેડોઈ વિસ્તારના પદયાત્રીઓ ૬૨ ફૂટ લાંબા બેનર સાથે આવ્યા હતા.

ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવના ઉપલક્ષમાં અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ કચ્છ ઝોન આયોજિત કૃષિમેળાના ઉદ્‌ઘાટક રાજ્યના કૃષિમંત્રી શ્રી દિલીપભાઈ સંઘાણી પહોંચી ન શકતાં સંતોની ઉપસ્થિતિમાં માંડવી વિસ્તારના ધારાસભ્ય શ્રી ધનજીભાઈ ગોવિંદ સેંઘાણીએ કૃષિમેળાને ખુલ્લો મૂક્યો હતો.

સવારે ૯.૦૦ કલાકે ઉમિયા માતાજી પરિસર બહાર ખુલ્લા મેદાનમાં તૈયાર કરાયેલ ડોમ આકારના વિશાળ શમિયાણામાં યોજાયેલી સભામાં પ્રખર ચિંતક અને ક્રાંતિકારી સંત સ્વામી સચ્ચિદાનંદજીના હસ્તે દીપપ્રાગટ્ય કરી આ ત્રિદિવસીય મહોત્સવનો શુભારંભ કરાયો હતો.



**દિપ પ્રાગટ્યથી મહોત્સવનો શુભારંભ કરતા સંતશ્રીઓ તેમજ સંસ્થાના આગેવાનો**

સંસ્થાના પ્રમુખ શ્રી રવિલાલભાઈ રામજીયાણીએ સ્વાગત પ્રવચન કર્યું હતું. જાણીતા ચિંતક સ્વામી પરમાત્માનંદ સરસ્વતીએ ઉમિયા માતાજી સંસ્થાન દ્વારા પ્રકાશિત પુસ્તિકા ''તીર્થભૂમિ તપોભૂમિ વાંઢાય''નું લોકાર્પણ કર્યું હતું.

લેખક શ્રી રતિલાલ પટેલે આપેલા પુસ્તક-પરિચયમાં જણાવ્યું હતું કે, વાંઢાયની તપોભૂમિમાં અનેક સંતો, મહંતો થઈ ગયા. તે સંતપરંપરાની ગૌરવગાથા આ પુસ્તકમાં છે.

વધુમાં તેમણે એમ પણ જણાવ્યું હતું કે, કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને પૂ. નારાયણજીબાપાએ જાગ્રત કરી અને આ ભૂમિમાંથી સંતશ્રી ઓધવરામજી મહારાજ અને જ્ઞાતિના તે સમયના વડીલશ્રીઓ રતનશીબાપા અને નથુભાઈ નાનજીએ ગામોગામ લક્ષ્મીનારાયણ મંદિરો બાંધીને સનાતન ધર્મની જ્યોતને જલતી કરી, એ દૃષ્ટિએ ઉમિયા માતાજી સંસ્થા પાટીદારોનું ધાર્મિક જાગૃતિનું કેન્દ્ર પણ છે.

આ પુસ્તકનો હેતુ પાછળની પેઢીને આ પરંપરાની, તેના ઈતિહાસની જાણ થાય તે ખાસ છે. ઉપરાંત આ પુસ્તકમાં કચ્છના પ્રતિષ્ઠિત કવિઓનાં પદો આપવામાં આવ્યા છે.

સંતશ્રી કરસનદાસજી મહારાજે પોતાના આશીર્વચનમાં જણાવ્યું હતું કે, વાંઢાયમાં અનેક સંતો થઈ ગયા. આ સંતોની કૃપા થાય તો જીવનમાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિની પ્રાપ્તિ થાય.

શ્રીમદ્ ભાગવત ગીતાના શ્લોક ટાંકીને ભગવાનની સર્વવ્યાપકતાની વાત કરતાં સંતશ્રીએ જણાવ્યું કે જો સંપ હશે તો સંપત્તિ રહેશે, જો સંપ હશે તો જ લક્ષ્મી ટકશે. કડવા પાટીદારોમાં જે સંપ છે, તે સંપ કાયમ રહે તેવા આશીર્વાદ આપ્યા હતા.

સંતશ્રી હરિદાસજી મહારાજે વાંઢાયના સંતો અને તેમના ગુરુજનોને યાદ કરીને કહ્યું કે, વાંઢાય એ એક એવી તપોભૂમિ છે કે જ્યાં સંતોની ચેતના અમર છે.

જો નીતિ અને પ્રામાણિકતાથી નહીં ચાલીએ તો આ સંતોની ચેતના આ તપોભૂમિ પર કોઈને રહેવા નહીં દે, તેમ કહી સંતોની ચેતના આજે પણ નિત્ય છે, તેમ ભારપૂર્વક જણાવ્યું હતું.

વધુમાં તેમણે જણાવ્યું કે ઓધવરામ મહારાજે હરિદ્વારમાં બંધાવેલા કચ્છી લાલરામેશ્વર આશ્રમ એ પ. પૂ. ઓધવરામબાપાની દીર્ઘદૃષ્ટિનું પરિણામ છે.

સ્વામીશ્રી પરમાત્માનંદે જણાવ્યું હતું કે, ૨૧મી સદીમાં શક્તિની વ્યાખ્યા બદલાઈ ગઈ છે. ભૂતકાળનાં યુદ્ધો એ માત્ર ઈતિહાસ રહી ગયો છે. હવેનાં યુદ્ધ બુદ્ધિથી થનારાં યુદ્ધ છે.

જેની પાસે બટન મોટું તે યુદ્ધ જીતશે, તેમ અર્થઉપાર્જનની વ્યાખ્યા પણ બદલાઈ છે, તેમ કહી તેમણે શિક્ષણ પર ભાર મૂકતાં કહ્યું કે, ધનના વારસાની સાથોસાથ બુદ્ધિવાન પણ આજના સમાજને બનાવવો જોઈએ. માત્ર ધનવાન હશે પણ બુદ્ધિવાન નહીં હોય તો ધનને સાચવી નહીં શકે.




**શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવના મુખ્ય સમારંભમાં મંચસ્થ સામાજીક અને રાજકીય અગ્રણીઓ**

તેમણે કુળદેવી મા ઉમિયાની આધ્યાત્મિક ઓળખ આપતાં જણાવ્યું કે, જીવવાની જિજીવિષા એટલે કે અસ્તિત્વ ટકાવી રાખવાની ઈચ્છા, જ્ઞાનપિપાસુ, જાણકારી મેળવવાની ઈચ્છા, અનંત સુખની ઈચ્છા પૂર્ણ કરનાર સચ્ચિદાનંદ સ્વરૂપ જ્ઞાનને વેદમાં ઉમિયા કહેવામાં આવે છે. બ્રહ્મજ્ઞાનનું મૂર્તસ્વરૂપ તે મા ઉમિયા છે, તેમ તેમણે જણાવ્યું હતું.

સ્વામીશ્રી સચ્ચિદાનંદે ધન્વંતરિ, ચાણક્ય, વાત્સાયન, વિશ્વામિત્ર અને વ્યાસ એમ પાંચ ઋષિઓની વ્યાખ્યા જીવનમાં સુખ આપે છે, એમ કહીને વિગતે છણાવટ કરી હતી.

ધન્વંતરિ ઋષિની વાતથી શરૂઆત કરતાં જણાવ્યું કે, શરીર ધર્મનું સાધન છે, આરોગ્ય સારું હશે, તો સુખી થવાશે તેમ કહી 'પહેલું સુખ તે જાતે નર્યા' કહેવતની સાર્થકતા સમજાવી, સુખ માટે કોઠામાં જાર, ધંધાનું સાધન અને સુલક્ષણી નાર એ ત્રણેય હોવાં જોઈએ.



કૃષિમેળાનું ઉદ્‌ઘાટન કરતા માંડવી વિસ્તારના ધારાસભ્યશ્રી ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી સાથે સંતશ્રી પરમાત્માનંદજી અને અગ્રણીઓ

તેમણે કહ્યું કે, સમાજના સત્યને આચરી શકાય, પણ વ્યક્તિના સત્યને આચરી ના શકાય, વ્યક્તિના સત્યથી ગૌરવ જરૂર લઈ શકાય. તેમણે પાટીદાર સમાજને નિયતિવાદી ના થવા પર ખાસ ભાર મૂક્યો હતો.

અર્થઉપાર્જન વિશે જણાવતાં તેમણે કહ્યું કે, પૈસો કમાવવો એ પાપ નથી, પણ પાપનો પૈસો કમાવવો તે પાપ છે.

અમીર-ગરીબની વાત કરતાં તેમણે કહ્યું કે, આજે સમાજમાં ગરીબના પ્રશ્નો કરતાં અમીરના પ્રશ્નો વધુ ખતરનાક છે. તેમ છતાં દરિદ્રતા જેવું કોઈ દુઃખ નથી. આખા સમાજને સુદામા ન બનાવાય, પણ સુદામાવૃત્તિ હોઈ શકે.

સમાજનો આદર્શ ભામાશાને રાખવા તેમણે અપીલ કરીને કહ્યું કે, લક્ષ્મીને તલવારની અને તલવારને લક્ષ્મીની જરૂર છે. ન્યાય, નીતિ અને સચ્ચાઈથી કમાશો તો બરકત રહેશે, તેવા આશીર્વાદ આપતાં બેટી બચાવોની ઝુંબેશની



મા ઉમિયાની પુનઃ પ્રાણપ્રતિષ્ઠા કરતા દાતાશ્રી દેવજીભાઈ નાનજી ધોળુ પરિવાર (દુર્ગાપુર-ભુજ)

વાતને પણ વણી લીધી હતી. તેની સાથે બેટા વધારો તેવી અપીલ કરીને કુટુંબ-નિયોજનનો આડકતરો વિરોધ કરતાં ઉપસ્થિત મેદનીમાં આશ્ચર્ય પણ ફેલાયું હતું. વિશ્વામિત્રના જીવનને આજની સમાજવ્યવસ્થા સાથે સાંકળતાં કહ્યું કે, બધું જ સુખ હોય પણ રાજસત્તા તમારા હાથમાં ના હોય તો સુખી નહીં થવાય. વર્તમાન આધ્યાત્મિક કુગાવા સામે ઈશારો કરતાં જણાવ્યું કે, આલોક બગાડે તેવું અધ્યાત્મ ના હોવું જોઈએ, પણ આલોક અને પરલોક બંને સુધારે તેવું અધ્યાત્મ હોવું જોઈએ.

આ પ્રસંગે તેમણે વાંઢાયના સંતશ્રી ઓધવરામજી મહારાજને યાદ કરીને કહ્યું કે, પ. પૂ. ઓધવરામજી મહારાજે પાટીદાર જ્ઞાતિના વિકાસની સાથે સાથે ધર્મને સાચા માર્ગે વાળવાનો તેમનો પુરુષાર્થ દાદ માંગી લે તેવો હતો. તેમણે વ્યાસઋષિની વાત કરતાં કહ્યું કે, સમાજ પાસે બધું જ હશે, આરોગ્ય, લક્ષ્મી, સત્તા, પણ જો ધર્મ નહીં હોય તો બધું ધૂળધાણી થઈ જશે. વગેરે બાબતોને તેમાં સુપેરે વણી લેવામાં આવી હતી.

બપોર બાદના સત્રમાં કેન્દ્રીય સમાજના સુવર્ણજયંતી શુભારંભ-સમારંભમાં મહામંત્રી શ્રી મોહનભાઈ શિવજી ધોળુએ સ્વાગત કર્યું હતું અને સંચાલનમંત્રી શ્રી વાલજીભાઈ હીરજી ચૌહાણે કર્યું હતું.




કેન્દ્રીય સમાજ સ્વર્ણિમ પર્વનો શુભારંભ કરતા દાતા પરિવાર માતુશ્રી મુળબાઈ રતનશી વિશ્રામ રામજીયાણી (મદનપુરા-મુંબઈ) સાથે ગુજરાત પ્રદેશ ભાજપના પ્રમુખ પુરુષોત્તમભાઈ રૂપાલા, ઊંઝા સંસ્થાના પ્રમુખશ્રી કેશવલાલ શેઠ અને સમાજના મહાનુભાવો



નવનિર્મિત ઉમિયા માતાજી મંદિર પર કળશ ચડાવતા દાતાશ્રી સવિતાબેન શિવગણભાઈ ઘોળુ પરિવાર (દુર્ગાપુર-ભુજ)

આ પ્રસંગે રજૂ થયેલા કાર્યક્રમમાં યુવાસંઘના પ્રમુખ શ્રી જયંતિભાઈ રામાણી અને શ્રી ગૌરાંગભાઈ ઘનાણીએ કર્યું હતું. આ પ્રસંગે સંતશ્રી રમાદેવી (હરિદ્વાર) ઉપસ્થિત રહ્યાં હતાં.

આ સભામાં કેન્દ્રીય સમાજના સુવર્ણજયંતી વર્ષના શુભારંભનો ચડાવો લેવામાં આવ્યો હતો. તેમજ ઉમિયા માતાજી પુનઃ પ્રાણ પ્રતિષ્ઠાની જુદી જુદી ધાર્મિક વિધિઓના ૩૩ જેટલા ચડાવા લેવામાં આવ્યા હતા, જેનું સંચાલન મુંબઈના શ્રી ધીરજભાઈ છેડાએ આગવી શૈલીમાં કરી દાતાઓને બિરદાવ્યા હતા.

કેન્દ્રીય સમાજનો ચડાવો મૂળીબેન રતનશી વિશ્રામ રામજીયાણી, મદનપુર-મુંબઈએ લીધો હતો.

જ્યારે ઉમિયા માતાજી મૂર્તિ પુનઃ પ્રાણપ્રતિષ્ઠાનો ચડાવો જીવાબેન દેવજીભાઈ ઘોળુ, દુર્ગાપુર-ભુજ પરિવારે લીધો હતો.

જ્યારે કળશનો ચડાવો સવિતાબેન શિવગણભાઈ ઘોળુ, દુર્ગાપુર-ભુજ અને ધજાનો ચડાવો કુંવરબેન નારણભાઈ નાકરાણી, રત્નાપર-મઉં - મુંબઈ અને નાનબાઈ નારણભાઈ સેંઘાણી, રાજપર-મુંબઈએ લીધો હતો.



પુનઃ પ્રાણપ્રતિષ્ઠા યજ્ઞમાં આહુતિ આપતા યજ્ઞનાં મુખ્ય યજમાન લાલબાઈ પચાણ ગોગારી પરિવાર (સાંયરા-ગાંધીધામ).

અન્ય ચડાવાની યાદી આ અહેવાલને અંતે આપવામાં આવી છે. કુલ્લે રૂ. ૧,૯૩,૦૦,૦૦૦ ની રકમ આ ચડાવા દ્વારા નોંધાઈ હતી, પ્રમુખ શ્રી રવિલાલભાઈ રામજીયાણીએ મોટું મન રાખીને ઉદાર હાથે દાન આપવા બદલ દાતાઓનો આભાર માન્યો હતો.

રાત્રે ૯.૦૦ કલાકે જુદાં જુદાં ગામોમાંથી આવેલી મહિલાઓ અને બાલિકાઓએ વૈવિધ્યસભર સાંસ્કૃતિક કાર્યક્રમ પ્રસ્તુત કરી સૌની દાદ મેળવી હતી. માતાજીના ગરબા ઉપરાંત નાટકો, એકતાપ્રિય અભિનય, દેશભક્તિગીતો, નૃત્ય-ગીતો વગેરે રજૂ કર્યાં હતાં.



નવનિર્મિત ઉમિયા માતાજી મંદિર પર ધ્વજા રોહણ કરતા દાતાશ્રી કુંવરબાઈ નારાણ નાકરાણી પરિવાર (રત્નાપર-મુંબઈ) અને નાનબાઈ નારાણ સેંઘાણી પરિવાર (રાજપર-મુંબઈ)

આ કાર્યક્રમનું સંચાલન કેન્દ્રીય મહિલા સંઘના મહામંત્રી સુશીલાબેન પાટીદાર અને જાણીતા વાર્તાકાર સી. ડી. કરમશિયાણીએ કર્યું હતું.

તા. ૨-૪-૨૦૦૯ના રોજ બપોર બાદ મહોત્સવનો મુખ્ય સમારોહ યોજાયો હતો, જેમાં રાજકીય અને સામાજિક આગેવાનોની વિશેષ ઉપસ્થિતિ રહી હતી.

આ સભામાં શ્રી વાસણભાઈ આહીરે સમાજના સ્વર્ણિમ રથયાત્રા ઉત્સવને ગુજરાતની સ્વર્ણિમ રથયાત્રા સાથે સાંકળીને સમગ્ર રાજ્યના વિકાસ સાથે કડવા પાટીદાર જ્ઞાતિના વિકાસની શુભકામના પાઠવી હતી.

તેમણે વાંઢાયના સંતશ્રી પ. પૂ. ઓધવરામજી મહારાજે લગભગ ૪૦ વર્ષ પહેલાં રતનાલ ગામની મુલાકાતને યાદ કરતાં કહ્યું કે, આ સંતે રતનાલ ગામના ચોરા પર બેસીને જ આશીર્વાદ આપ્યા હતા, તે આજે પણ વરસી રહ્યા છે, તેમ કહી સમગ્ર



નવનિર્મિત ઉમિયા માતાજી મંદિરમાં ગણપતિ સ્થાપના કરાવતા દાતાશ્રી કાનજીભાઈ નથુભાઈ પોકાર પરિવાર અને શ્રી દેવજીભાઈ કરમશીભાઈ જબુઆણી પરિવાર જીયાપર (મુંબઈ)

વિશ્વમાં આલેખ જગવનાર પ. પૂ. ઓધવરામ બાપાની તપસ્યા, ભજન, કાર્યોને યાદ કર્યા હતાં અને સમગ્ર વિશ્વમાં વ્યાપેલા પાટીદારોને કચ્છના વિકાસમાં ફાળો આપવા હાકલ કરી હતી.

ગુજરાત રાજ્યના પાણી-પુરવઠા, જળસંપત્તિ મંત્રીશ્રીએ ભાર મૂકીને કહ્યું કે, રાજસત્તા પર બેસીને પણ ધર્મ રાખજો.

વાંઢાયના ઉમિયા માતાજીના નવા કલાત્મક મંદિરની વાત કરતાં કહ્યું કે, પ્રજાની અસ્મિતા તેના બંગલામાંથી નીકળે છે, જ્યારે સમગ્ર પ્રજાની અસ્મિતા તેના સ્થાપત્ય શિલ્પમાંથી નીકળે છે, ત્યારે ઉમિયા માતાજીનાં આવાં કલાત્મક મંદિરોમાંથી કડવા પાટીદાર જ્ઞાતિની અસ્મિતાની ઓળખ થાય છે, તેમ કહીને આવાં મંદિરોનું માહાત્મ્ય સમજાવ્યું હતું.

માણસને માણસ જેટલું સુખ આપે તેટલું બીજું કોઈ આપતું નથી, તેમ માણસને માણસ જેટલું દુ:ખ આપે તેટલું દુ:ખ બીજું કોઈ આપતું નથી. આવા સુખ આપનારા માણસો ખોળવાથી નથી મળતા, પણ ઈશ્વરકૃપા થાય તો જ મળે, તેમ જણાવ્યું હતું.



નવનિર્મિત ઉમિયા માતાજી મંદિરમાં હનુમાનજીની સ્થાપના કરાવતા દાતાશ્રી ચંદુલાલ મનજી પોકાર પરિવાર - સાંયરા (મોરબી)

સંસ્થાના આગેવાનોના હસ્તે સંતોનાં સન્માન કરાયાં હતાં. કબીરમંદિર, ભુજના મહંત શ્રી કિશોરદાસજી પણ આ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા.

સંચાલન સહમંત્રી પ્રો. કે. વી. પાટીદારે કર્યું હતું, જ્યારે આભારદર્શન સંસ્થાના સહમંત્રી ડો. પ્રેમજીભાઈ ઘોઘારીએ કર્યું હતું.

પ્રારંભમાં છાયા પટેલે પ્રાર્થના રજૂ કરી હતી, તેને રાજુભાઈ રામાણી અને તેના ૧૧ વર્ષના પુત્ર સૌરભ રામાણીએ સ્વર-તાલનો સહયોગ આપ્યો હતો.



નવનિર્મિત ઉમિયા માતાજી મંદિરમાં સિંહની સ્થાપના કરાવતા દાતાશ્રી કાન્તાબેન કેશરા રામજીયાણી પરિવાર (દેશલપર-મુંબઈ) અને સ્વ. શીવદાસ કાનજી રામાણી પરિવાર (દેશલપર-ભુજ)

બપોરે ૨.૩૦ કલાકે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ કરમશી નાકરાણીના અધ્યક્ષસ્થાને યોજાયેલા સમારંભમાં સુવર્ણજયંતી આયોજન સમિતિના ચેરમેન શ્રી ગંગારામભાઈ હીરાલાલ સાંખલાએ ૫૦ વર્ષ અગાઉ વડીલોએ કયા સંજોગોમાં કેન્દ્રીય સમાજની સ્થાપના કરી, તેની વિગતો આપી હતી.

સમાજનાં બાળકો શિક્ષણથી વંચિત ન રહે તે માટે સમાજના આગેવાનોએ જુદાં જુદાં સ્થળોએ છાત્રાલય ઊભાં કરી જે સુવિધા ઉપલબ્ધ કરાવી છે, તેની તેમણે પ્રશંસા કરી અને આજના સમયને અનુરૂપ સમાજનો વિકાસ સાધવા, સમાજને કંઈ સવિશેષ આપવા કમર કસવાની છે, એ માટે સૌને અનુરોધ કર્યો હતો.

સમાજની સુવર્ણજયંતીને સાચા અર્થમાં સ્વર્ણિમ બનાવવાના કાર્યમાં ભારતભરના તમામ ઝોનને સહયોગ આપવા તેમણે અપીલ કરી હતી.



નવનિર્મિત ઉમિયા માતાજી મંદિરમાં પ્રથમ આરતી ઉતારતા દાતા સ્વ. હરજીભાઈ લાલજીભાઈ લીંબાણી પરિવાર - માનકુવા (મસ્કત)

આયોજન સમિતિના વાઈસ ચેરમેન અને યુવાસંઘના પ્રમુખ શ્રી જયંતીલાલ કરમશી નાકરાણીએ સુવર્ણજયંતી વર્ષ દરમ્યાન જુદી જુદી ૧૨ થીમ પર યોજાનારા વિવિધ કાર્યક્રમોની વિસ્તૃત સમજ આપી હતી.

વધુમાં તેમણે સમાજ, યુવાસંઘ અને મહિલાસંઘ સાથે મળીને આ કાર્યને ઉપાડી લેશે અને સ્વર્ણિમ પર્વને ચાર ચાંદ લગાડશે, એવી ખાતરી પણ આપી હતી.

કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ નાકરાણીએ જ્ઞાતિની સર્વોચ્ચ સંસ્થા આપણી કેન્દ્રીય સમાજની સુવર્ણજયંતી, તેની ગરિમાને અનુરૂપ ઊજવાવી જોઈએ અને એ માટે તમામ જ્ઞાતિજનોને સંપૂર્ણ સાથ અને સહકાર આપવાની હાકલ કરી હતી.

સમાજની સુવર્ણજયંતી માટે નક્કી કરાયેલી ૧૨ થીમોને એક જ હારમાં પરોવી લેતી એક ભવાઈશૈલીની સંગીત નાટિકા ફાલ્ગુનીબેન શાહના માર્ગદર્શન હેઠળ અમદાવાદના ૧૨૦ જેટલા કલાકારોએ પ્રસ્તુત કરી હતી.

આ નાટિકામાં શૈક્ષણિક, સામાજિક અને સાંસ્કૃતિક બાબતો, પાટીદારોના વ્યવસાયો, યુવા અને મહિલા-ઉત્કર્ષ, પર્યાવરણ મંત્રી નીતિનભાઈ પટેલે જણાવ્યું હતું કે, સમગ્ર વિશ્વમાં વ્યાપેલા અને વિકાસ પામેલા કચ્છી પાટીદારોથી ગૌરવ અનુભવું છું.

તેમણે જણાવ્યું હતું કે, કચ્છી પાટીદાર વિશ્વમાં જ્યાં પણ જાય ત્યાં દૂધમાં સાકર ભળે તેમ સ્થાનિક પ્રજા સાથે ભળવાની વિશેષતા ધરાવે છે. એટલું જ નહીં કચ્છી કડવા પાટીદાર સમગ્ર



મહોત્સવના મુખ્ય અતિથિશ્રી પુરૂષોત્તમ રૂપાલાજીનું સન્માન કરતા સંસ્થાના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી સાથે મંચસ્થ આમંત્રિત મહાનુભાવો

ગુજરાતના ગુજરાતીઓને ગૌરવ અપાવે છે. જેમ કચ્છીઓ ભારતમાં છવાઈ ગયા છે, તેમ સમગ્ર વિશ્વમાં છવાઈ જાય તેવી શુભકામના પાઠવી હતી.

પંચાયત, ગ્રામ, ગૃહનિર્માણ, અન્ન અને નાગરિક પુરવઠામંત્રી શ્રી નરોત્તમભાઈ પટેલે વાંઢાયમાં કચ્છી કડવા




શ્રી ઉમિયા માતાજી મૂર્તિ પુનઃ પ્રાણપ્રતિષ્ઠાના દાતાશ્રી જીવાબેન દેવજીભાઈ ધોળુ પરિવાર (દુર્ગાપુર-ભુજ)નું સન્માન કરતા સંસ્થાનના ઉપપ્રમુખ શ્રી બાબુભાઈ હિરજી ચૌહાણ.




મહોત્સવ પ્રસંગે ઊંઝા સંસ્થાનના પ્રમુખશ્રી કેશવલાલ શેઠનું સન્માન કરતા સંસ્થાના ટ્રસ્ટીશ્રી નારાણભાઈ છાભૈયા

પાટીદારોનો આ સંગમ જોઈને આનંદ વ્યક્ત કરતાં કહ્યું કે, ''કણબી પાછળ કરોડ, કોઈની પાછળ કણબી નહીં''.

જે, તે વખતે કડવા પાટીદારોને બક્ષીપંચમાં દાખલ કરવાની અરજીને વખોડતાં કહ્યું કે, પાટીદારના ખભા પર દેશનો ભાર છે, બધા ભલે બક્ષીપંચમાં રહે પણ આપણે પાટીદારો ઊજળિયાત રહેશું.

કડવા પાટીદારોની ખુમારીની વાત કરતાં તેમણે કહ્યું કે, કુદરત સામે વિપરીત સંજોગોમાં ટકી શકે તેનું નામ કડવા



ગુજરાત રાજ્યના પંચાયત, ગ્રામ ગૃહ નિર્માણ, મંત્રીશ્રી નરોત્તમભાઈ પટેલનું સન્માન કરતા કેન્દ્રીય સમાજના ટ્રસ્ટીશ્રી દેવજીભાઈ માવજી લીંબાણી

પાટીદાર. પાટીદારોની વ્યાપકતાની વાત કરતાં કહ્યું કે, આજે દરેક ક્ષેત્રમાં પાટીદારો છે ત્યારે રાજકારણમાં પણ અમારા જેવા જ્ઞાતિના માણસો છે, ત્યારે કોઈને પણ બટ્ટો નહીં લાગે તેની કાળજી અમે પાટીદાર રાજકારણમાં લઈશું.

રાજનીતિ તો ત્યારે જ ગંદી છે, જ્યારે તેમાં ગંદા લોકો પ્રવેશે છે, તેમ કહી રાજકારણની પારદર્શકતા પર પ્રકાશ પાડ્યો હતો. મશાલ અને સંકલ્પપત્રને બિરદાવતાં કહ્યું કે, આ પ્રયત્ન સાચી દિશામાં થઈ રહ્યો છે. પરિણામ પણ સારું આવશે.

તેમણે કહ્યું કે, અમે ઉત્તર ગુજરાતના વતનીઓ ટુકડામાં વહેંચાયેલા છીએ, એટલે દીકરા-દીકરીઓના સંબંધો બાંધવામાં આજે મુશ્કેલી પડે છે, ત્યારે કચ્છ કડવા પાટીદારનું સંગઠન અમને નવી શીખ આપે છે.

શ્રી જેરામભાઈએ પોતાની આગવી રમૂજી શૈલીમાં કહ્યું હતું કે પાટુ મારીને ધન કમાનારો ખેતી, પશુપાલનમાં




ગુજરાત રાજ્યના પાણી પુરવઠા અને જળ સંપત્તિ મંત્રીશ્રી નિતીનભાઈ પટેલનું સન્માન કરતા યુવા અગ્રણી શ્રી કેશુભાઈ ધનજી પારસીયા.

સંકળાયેલો સમાજ મા ઉમિયાની કૃપાથી શિક્ષણ મેળવીને હાથમાં કલમ લઈને નીકળેલો કચ્છી કડવા પાટીદાર સમાજ આજે વિકાસની છલાંગ લગાવી ચૂક્યો છે.

વધુમાં તેમણે કહ્યું કે, સાડા અઢારસો વર્ષથી આ સમાજ કોઈ અંધશ્રદ્ધામાં ફસાયો નથી, આટલાં વરસોમાં મા ઉમિયાનો કોઈ ભૂવો નથી, તે જ સમાજની જાગૃતિ છે, તેમ કહેતાં તેમણે ઉમેર્યું કે, જેમ અંધશ્રદ્ધામાં નથી ફસાયો તેમ આ સમાજ વ્યસનમાં પણ ફસાય નહીં તેની કાળજી લે.

આ બાબતે પાટીદાર બહેનોને અપીલ કરતાં તેમણે કહ્યું કે, રક્ષાબંધનના પવિત્ર દિવસે ભાઈ પાસે બહેન તેનું વ્યસન માંગી લેવાનો સંકલ્પ કરે, તેમ કહી કચ્છી પાટીદારોને આરોગ્ય સાચવવા પર ભાર મૂક્યો હતો.

સમારંભના મુખ્ય મહેમાન અને ગુજરાત પ્રદેશ ભાજપ અધ્યક્ષ શ્રી પુરુષોત્તમભાઈ રૂપાલાએ પોતાના પ્રાસંગિક પ્રવચનમાં કડવા પાટીદારના ખમીરને બિરદાવતાં કહ્યું હતું કે,




ગુજરાત પ્રદેશ ભાજપના પ્રમુખ માનનીય પુરૂષોત્તમભાઈ રૂપાલાનું તલવાર આપીને સન્માન કરતા માંડવી વિસ્તારના ધારાસભ્ય શ્રી ધનજીભાઈ ગોવિંદભાઈ સેંઘાણી.

કડવા પાટીદારે માતાજી પાસે ક્યારેય મુસીબત ના આવે તેમાં નથી માંગ્યું પણ મુસિબતમાં, જંગમાં અમને જીત આપે તેવું વરદાન માંગ્યું છે, એ જ આ જ્ઞાતિની ખુમારી છે.

સંકલ્પપત્રમાં દર્શાવેલ કરોડ વૃક્ષ વાવવાના સંકલ્પને બિરદાવતાં તેમણે કહ્યું કે, કચ્છના બાગાયતી ક્ષેત્રે ટિસ્યુકલ્ચર બનાવવાના પ્રયોગો કચ્છને આમૂલ પરિવર્તન તરફ લઈ જશે અને એક સમય એવો આવશે કે બાગાયતી પાકો માટે કચ્છ એ નિદર્શન માટે મોખરે રહે, તો નવાઈ નહીં, તેમ કહી કચ્છના ઊજળા ભવિષ્યના એંધાણ આપ્યા હતા.

કડવા પાટીદાર ખેડૂતનો ગૌરવશાળી વાત કહેતાં શ્રી રૂપાલાએ જણાવ્યું કે, વર્ષોથી વળતર ના મળે તોપણ જગતને નિભાવવા ખેતી કરતો આવ્યો છે. એટલે તે જગતનો તાત કહેવાય છે.

જ્ઞાતિના વિકાસમાં બહેનોનો ફાળો નોંધનીય છે, તેમ



ગુજરાત રાજ્યના સામાજીક શૈક્ષણીક રીતે પછાત વર્ગના રાજ્યકક્ષા મંત્રીશ્રી વાસણભાઈ આહિરનું સન્માન કરતા ઉમિયા માતાજી ટ્રસ્ટના ટ્રસ્ટી શ્રી શીવજીભાઈ નાનજી કાનાણી.

કરીને ભાઈઓની નિવૃત્તિ પર અનેક નાના-મોટા પ્રસંગો કહીને રમૂજ કરાવીને વિશાળ મેદનીની દાદ મેળવી હતી.

તેમણે સમાજ માટે ચિંતા વ્યક્ત કરતાં કહ્યું કે, આખો સમાજ ખેતી બંધ કરે તે જોખમની વાત ગણાય. તેમણે કહ્યું કે, પંચમહાલના આદિવાસીઓ આજે મજૂરી કરે છે, પણ ખેડે એની જમીનનો જો નિયમ આવે તો આપણું શું થાય ? તેમ કહી તેમણે આ બાબતે લાલબત્તી ધરી હતી.



સરદાર પટેલ જળસંચય યોજનાના ચેરમેનશ્રી અનંતભાઈ દવેનું સન્માન કરતા સંસ્થાના સહમંત્રીશ્રી ડૉ. પ્રેમજીભાઈ ગોગારી

હાલના મંદી જેવા સમયની ગંભીરતા બતાવીને કહ્યું હતું કે, સમાજનો એક પગ ખેતી અને પશુપાલનમાં રાખવો જોઈએ. આજે વૈશ્વિક મંદીમાં ખેડૂત જ ટકી શક્યો છે, તેમ કહી તેમણે પાછલી પેઢીને ભલે ખેતી ના કરે તો પણ ખેતીકાર્યોથી વાકેફ રાખવી જોઈએ, તેવું શ્રી રૂપાલાએ ભારપૂર્વક જણાવ્યું હતું.

તેમણે જણાવ્યું હતું કે, દેશની કેટલીય સંસ્કૃતિઓ આવી ને ગઈ પણ આપણી પાસે ખેતી / પશુપાલન હતું, એટલે આપણી સંસ્કૃતિ ટકી.

ઉપરાંત ઘરમાં દૂધ-ઘીનો વપરાશ હશે તો જ આપણી પ્રજા તંદુરસ્ત પેદા થશે અને તે તો જ શક્ય બનશે, જો ખેતી અને પશુપાલન હશે. આ બાબતે ડેરીઉદ્યોગના વિકાસ સાથે દૂધ-ઉત્પાદનમાં બહેનો જોડાય અને આર્થિક વહીવટ ચલાવીને સન્માનભર્યું જીવન જીવે, તેવી સમાજની બહેનોને અપીલ કરી હતી.

પ્રતિપક્ષને મંદી, મોંઘવારી અને મોદી નડે છે, એવી વ્યંગભરી ટિપ્પણીને બાદ કરતાં આખાયે વક્તવ્યમાં રાજકીય




*ઉમિયા માતાજી ટ્રસ્ટના પૂર્વ પ્રમુખશ્રી ડૉ. વી. એચ. પટેલનું સન્માન કરતાં ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાંઢાયના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી.*

બાબતનો ઉલ્લેખ કરવાનું ટાળ્યું હતું. સમાજના સંકલ્પપત્રમાં દર્શાવેલ કાર્બન ક્રેડિટ જેવી દીર્ઘદૃષ્ટિથી પ્રભાવિત થયા હતા.

ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાની ૧૮મો શતાબ્દી રજતજયંતી મહોત્સવ આયોજન સમિતિના કન્વીનર શ્રી મણિભાઈ ઈ. પટેલ 'મમી'એ તેમના વક્તવ્યમાં આ વર્ષે નવેમ્બરમાં ઊંઝા ખાતે ઊજવાનાર રજતજયંતી મહોત્સવની માહિતી આપી હતી અને ભવ્યાતિભવ્ય ઉત્સવમાં પધારવા જ્ઞાતિજનોને અપીલ કરી હતી.

વધુમાં તેમણે એમ પણ જણાવ્યું હતું કે, આપણે સૌ ધરતીપુત્રો છીએ, ધરતી આપણી મા છે, એને ક્યારેય વેચવી જોઈએ નહીં.



*ઉમિયા માતાજી ટ્રસ્ટ વાંઢાયના પૂર્વ પ્રમુખશ્રી નારણભાઈ રામજી પોકારનું સન્માન કરતાં ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાંઢાયના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી.*

સિદસરના અગ્રણી શ્રી ગોવિંદભાઈ પટેલ વરમોરાવાળાએ કડવા પાટીદાર સમાજને કપાસ સાથે સરખાવી તેનું ગૌરવ વધારવા આપણે સૌએ સજાગ રહેવું જોઈએ, એમ જણાવ્યું હતું.

ઉત્તરપ્રદેશ ગાજિયાબાદથી આવેલા કુર્મિ ક્ષત્રિય સમાજના આગેવાન રમાપંત ચૌધરીએ જણાવ્યું હતું કે, ૩૦૦ વર્ષ અગાઉ ગુજરાતમાંથી ગયેલા ઘણા કડવા પાટીદારો યુપીમાં વસ્યા છે અને ત્યાં તેમણે ઉમિયા માતાજીનું મંદિર પણ બાંધ્યું છે. શિક્ષણમાં ખૂબ આગળ છે, પરંતુ સંગઠનની બાબતમાં અમારે ગુજરાત પાસેથી ઘણું શીખવાનું છે. ઉદ્યોગધંધાના વિકાસ માટે પણ ગુજરાતી પટેલોને યુપીમાં આવવા નિમંત્રણ આપ્યું હતું.



*ઉમિયા માતાજી ટ્રસ્ટ વાંઢાયના પૂર્વ પ્રમુખશ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયાનું સન્માન કરતાં ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાંઢાયના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી.*

આ પ્રસંગે ભાજપના ગુજરાત પ્રદેશના પ્રમુખ શ્રી પુરુષોત્તમભાઈ રૂપાલાનું માંડવી વિસ્તારના ધારાસભ્ય શ્રી ધનજીભાઈ ગોવિંદ સેંઘાણીએ કચ્છી પાઘડી પહેરાવી, તલવાર અને મોમેન્ટો આપી વિશેષ બહુમાન કર્યું હતું.

ઉમિયા માતાજી સંસ્થાનના પ્રમુખ શ્રી કેશવલાલભાઈ વી. પટેલ, કેન્દ્રીય સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ નાકરાણી, ગુજરાત રાજ્યના મંત્રીઓ શ્રી નીતિનભાઈ પટેલ, શ્રી નરોત્તમભાઈ પટેલ, શ્રી વાસણભાઈ આહીર, સાંસદ શ્રી પુષ્પદાનભાઈ ગઢવી, સર્વસેવા સંઘના પ્રમુખ શ્રી તારાચંદભાઈ છેડા, ધારાસભ્યો સર્વશ્રી રમેશભાઈ મહેશ્વરી, જયંતીભાઈ ભાનુશાલી, કાંતિભાઈ અમૃતિયા વગેરે મંચસ્થ આગેવાનોનાં



ઉમિયા માતાજી ટ્રસ્ટના પૂર્વ પ્રમુખશ્રી જેઠાભાઈ લાલજી ચોપડાનું સન્માન કરતાં ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાંઢાયના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી.

શાલ અને મોમેન્ટો આપીને સંસ્થાના અગ્રણીઓનાં હસ્તે સન્માન કરવામાં આવ્યાં હતાં.

કાર્યક્રમનું સંચાલન ફાલ્ગુનીબેન શાહે કર્યું હતું. જ્યારે આભારવિધિ સંસ્થાના સહમંત્રી પ્રો. કે. વી. પાટીદારે કરી હતી.

શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવના અંતિમ દિવસે વાંઢાયમાં યોજાયેલા સન્માન-સમારંભમાં સંસ્થાના પાયાના પથ્થર સમા કાર્યકરો અને દાતાઓનાં સન્માન કરવામાં આવ્યાં હતાં.

ઉમિયા માતાજી ટ્રસ્ટ અને અન્નક્ષેત્ર ટ્રસ્ટના પૂર્વપ્રમુખો ડો. વી. એચ. પટેલ, શ્રી પ્રેમજીભાઈ રામજી અમૃતિયા, શ્રી નારણભાઈ રામજી પોકાર, શ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા, શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા અને શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુનાં મોમેન્ટો આપી, શાલ ઓઢાડીને સન્માન કરવામાં આવ્યાં હતાં.




કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ કરમશી નાકરાણીનું સન્માન કરતા સંસ્થાના ઉપપ્રમુખશ્રી સામજીભાઈ હરજી સેંઘાણી

ઉમિયા માતાજી મંદિર બાંધકામ સમિતિના પ્રમુખ અને માર્ગદર્શક શ્રી ધનજીભાઈ પૂંજા લિંબાણીનું સન્માનપત્ર આપી, વિશેષ સન્માન કરવામાં આવ્યું હતું.

મંદિર માટે જમીનનું દાન આપનાર વાંઢાયના જીકોરબા મમુજી ખાનજી સોઢાના પુત્રો મહોબતસિંહ અને શિવુભાને પણ સન્માનવામાં આવ્યા હતા અને સંસ્થાના વિકાસમાં વિશેષ યોગદાન આપનારા કાર્યકરો અને રૂપિયા એક લાખથી વધુનું દાન આપનારા ૧૦૫ દાતાઓનાં સન્માન સંસ્થાના અગ્રણીઓના હસ્તે કરવામાં આવ્યાં હતાં.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખ શ્રી રામજીભાઈ નાકરાણીએ અને કચ્છ કડવા પાટીદાર યુવા-સંઘ, કચ્છ ઝોનના પ્રમુખ શ્રી દામજીભાઈ વાસાણીએ ઉમિયા માતાજી સંસ્થાનને ચેક અર્પણ કર્યો હતો.



ઉમિયા માતાજી ટ્રસ્ટના પૂર્વ પ્રમુખશ્રી હંસરાજભાઈ દેવજી ધોળુનું સન્માન કરતાં ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાંઢાયના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી.

ઉમિયા માતાજી ટ્રસ્ટના અને સમારંભના પ્રમુખ શ્રી રવિલાલભાઈ રામજીયાણીએ મહોત્સવની સફળતાનો યશ જુદી જુદી સમિતિઓના કાર્યકરો અને સ્વયંસેવકોને આપ્યો હતો.

તેમણે દાનનો પ્રવાહ વહેવડાવનાર સખી દાતાઓને ધન્યવાદ આપ્યા હતા. તેમણે મહોત્સવમાં પધારનારા સંતો અને રાજકીય અગ્રણીઓ તેમજ ભારતભરમાંથી આવેલ આગેવાનોનો આભાર માન્યો હતો.

આભારવિધિ સંસ્થાના મંત્રી શ્રી જયેશભાઈ છાભૈયાએ કરી હતી, જ્યારે સંચાલન સહમંત્રી શ્રી કે. વી. પાટીદારે કર્યું હતું.




*મંદિર નિર્માણમાં વિશેષ સેવા આપનાર શ્રી ધનજીભાઈ પુંજા લીંબાણીનું સન્માન કરતાં ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાંઢાયના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી.*

આ મહોત્સવ દરમ્યાન યોજાયેલો કૃષિમેળો સૌના આકર્ષણનું કેન્દ્ર બની રહ્યો હતો. જેમાં કિસાનોને ઉપયોગી થાય તેવાં આધુનિક ઉપકરણો, ડીપ ઈરિગેશન જેવી વૈજ્ઞાનિક પદ્ધતિઓ તેમજ સુધારેલાં બિયારણ અને જંતુનાશકોના ૫૦ જેટલા સ્ટોલ લગાડવામાં આવ્યા હતા, જેનો લાભ કચ્છના કિસાનોએ ત્રણ દિવસ લીધો હતો. આ કૃષિમેળાનું આયોજન અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવકસંઘ, કચ્છ ઝોને કર્યું હતું.

યુવકસંઘના પ્રમુખ શ્રી દામજીભાઈ વાસાણી, કૃષિમેળાના ઈન્ચાર્જ શ્રી કેશુભાઈ પારસિયા, શ્રી શાંતિલાલ ભગત, શ્રી રવિલાલ વાલાણી, શ્રી પ્રવીણભાઈ ઘોળુ વગેરે અગ્રણીઓએ વ્યવસ્થા સંભાળી હતી.

તા. ૩-૪-૨૦૦૯ના રોજ સવારે ઉમિયા માતાજી મૂર્તિ અને પરિવાર દેવતાઓની શાસ્ત્રોક્ત વિધિથી દાતાશ્રીઓના હસ્તે



*''તીર્થભૂમિ, તપોભૂમિ વાંઢાય'' પુસ્તકનું વિમોચન કરતા સ્વામી પરમાત્માનંદ સરસ્વતી સાથે સ્વામી સચ્ચિદાનંદ, સંતશ્રી કરશનદાસજી મહારાજ, સંતશ્રી હરિદાસજી મહારાજ, સંતશ્રી કિશોરદાસજી, લેખકશ્રી રતિલાલ પટેલ અને અગ્રણીઓ*

પુનઃ પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી હતી અને ચડાવો લેનારા દાતાશ્રીઓના હસ્તે જુદી જુદી ધાર્મિક વિધિ પણ કરવામાં આવી હતી.

ઉમિયામંદિરના પટાંગણમાં યોજાયેલા માતાજી અને પરિવાર દેવતાના મૂર્તિ પુનઃ પ્રાણપ્રતિષ્ઠા યજ્ઞના મુખ્ય યજમાનપદે સ્વ. લાલબાઈ રામજી પચાણ ઘોઘારી (સાંયરા) પરિવાર રહ્યા હતા.



*પાયાના પથ્થર એવા શ્રી પ્રેમજીભાઈ શિવગણ રૂડાણીનું સન્માન કરતાં ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખ શ્રી રવિલાલભાઈ રામજીયાણી.*

યજ્ઞના આચાર્યપદે નલિયાવાળા શ્રી હંસરાજભાઈ મંગલદાસ જોશી રહ્યા હતા. યજ્ઞમાં અન્ય ૨૪ સહ યજમાનોએ પણ ભાગ લીધો હતો.

આ મહોત્સવ પર ઉમાદર્પણ વિશેષ પૂર્તિ પ્રકાશિત કરવામાં આવી હતી. જેમાં મંદિરનો ઈતિહાસ, ટ્રસ્ટ દ્વારા ચાલતી પ્રવૃત્તિઓ, મહોત્સવમાં કાર્યરત જુદી જુદી સમિતિઓ અને વિશેષ લેખો આપવામાં આવ્યા હતા.



*''ઉમા દર્શન'' કેસેટ અને સીડીનું વિમોચન કરતા દાતાશ્રી લધાભાઈ વિશ્રામ પોકાર પરિવાર અને બાબુભાઈ હીરજી ચૌહાણ પરિવાર સાથે સાંસ્કૃતિક સમિતિના કન્વીનરશ્રી વિશનજીભાઈ માવાણી અને કવિશ્રી રતિલાલ પટેલ.*

# શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની સચિત્ર ઝલક



વિશાળ જનમેદની ને સંબોધતા ઉમિયા માતાજી ટ્રસ્ટનાં
પ્રમુખ શ્રી રવિલાલભાઈ રામજીયાણી તેમજ મંત્રીશ્રી જયેશભાઈ છાભૈયા










સાંસ્કૃતિક કાર્યક્રમને દીપ પ્રાગટ્ય કરીને શુભારંભ કરાવતા દાતા શ્રીમતિ લીલાબેન ધીરજભાઈ માકાણી સાથે મહિલા સંઘના પ્રમુખ પ્રભાબેન માકાણી, મહામંત્રી સુશિલાબેન પાટીદાર અને સાંસ્કૃતિક સમિતિના સભ્યો અને સાંસ્કૃતિક કાર્યક્રમની એક ઝલક.



કાર્યક્રમનું સંચાલન કરતા સંસ્થાના સહમંત્રીશ્રી પ્રો. કે. વી. પાટીદાર



કસુંબલ ડાયરાનું દીપ પ્રગટાવી શુભારંભ કરાવતા દાતા શ્રી નારાણભાઈ રામજી પોકાર પરિવાર - રાયણ (ભુજ), લખમશીભાઈ લધા વાસાણી પરિવાર દરશડી (મુંબઈ) અને કસુંબલ ડાયરાની ઝલક.

# શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની સચિત્ર ઝલક




ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના પ્રમુખશ્રી શેઠશ્રી કેશવલાલ વી. પટેલનું સન્માન કરતા ઉમિયા માતાજી સંસ્થાનના ટ્રસ્ટીશ્રી ધનજીભાઈ શીવગણ રૂડાણી



ઉમિયા માતાજી સંસ્થાન સિદસરના શ્રી જેરામભાઈ વાંસજળીયાનું સન્માન કરતા ઉમિયા માતાજી સંસ્થાનના સલાહકારશ્રી લઘાભાઈ પોકાર



અબડાસાના ધારાસભ્ય શ્રી જયંતીભાઈ ભાનુશાળીનું સન્માન કરતા સંસ્થાના કારોબારી સભ્ય શ્રી નારાણભાઈ ચૌહાણ



સર્વસેવા સંઘના પ્રમુખશ્રી તારાચંદ છેડાનું સન્માન કરતા સંસ્થાના સહમંત્રીશ્રી બાબુભાઈ ચોપડા



કચ્છના સંસદસભ્યશ્રી પુષ્પદાન ગઢવીનું સન્માન કરતા સંસ્થાના કારોબારી સભ્ય શ્રી ગંગારામભાઈ રામાણી



મુન્દ્રાના ધારાસભ્યશ્રી રમેશભાઈ મહેશ્વરીનું સન્માન કરતા સંસ્થાના કારોબારી સભ્યશ્રી રેવાલાલ પાટીદાર



મોરબીના ધારાસભ્યશ્રી કાંતિભાઈ અમૃતિયાનું સન્માન કરતા સંસ્થાના ખજાનચી શ્રી ગંગારામભાઈ ચૌહાણ

# શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની સચિત્ર ઝલક



મહોત્સવના સ્વયંસેવકો અને કન્વીનરોના સન્માન વેળાની તસ્વીર



મહોત્સવ દરમ્યાન ભોજન લેતા ભાવિકો



મહોત્સવ દરમ્યાન યોજાયેલ કૃષિમેળાની ઝલક



ભારતભરમાંથી મશાલ લઈને આવેલા યુવાસંઘના યુવાનોનું શાનદાર સ્વાગત.




યુવા સુરક્ષા કવચનું ઉદ્‌ઘાટન કરતાં કેન્દ્રિય સમાજના પ્રમુખશ્રી રામજીભાઈ કરમશી નાકરાણી સાથે ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખશ્રી રવિલાલભાઈ રામજીયાણી, કેન્દ્રીય યુવા સંઘના પ્રમુખશ્રી જયંતીભાઈ કરમશી રામાણી અને સુવર્ણજયંતી મહોત્સવના ચેરમેનશ્રી ગંગારામભાઈ સાંખલા.

# શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની સચિત્ર ઝલક



મહોત્સવમાં પધારેલા સંતોના સામૈયા



સંતો અને પદયાત્રીઓના સામૈયા માટે સજ્જ કળશધારી કુમારીકાઓ



ખેડોઈ વિસ્તારથી ૬૨ ફૂટ લાંબી માતાજીની ધજા સાથે પધારેલ પદયાત્રી સંઘ



મહોત્સવ દરમ્યાન કાર્યરત કાર્યાલય



સ્વર્ણિમ મહોત્સવ શુભારંભ સમારોહમાં યોજાયેલા કાર્યક્રમમાં ૧૨ વિષયના થીમ દર્શાવતી સંગીત નાટીકાની ઝલક

# શ્રી ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની સચિત્ર ઝલક



ભારતભરના ૨૯ ઝોનમાંથી આવેલ મશાલનું રોપણ કરતા સંતશ્રી હરિદાસજી મહારાજ તથા સમાજના અગ્રણીઓ



કચ્છના વિવિધ વિસ્તારમાંથી પધારેલ પદયાત્રીઓ




શોભાયાત્રા (જલયાત્રા)ની એક ઝલક.



વિશાળ સભામંડપ




કેન્દ્રીય સમાજના સ્વર્ણિમ મહોત્સવ શુભારંભ સમારોહમાં ઉપસ્થિત રમાદેવી સાથે મંચસ્થ સમાજના અગ્રણીઓ

# મહોત્સવની જુદી જુદી સમિતિઓ

મહોત્સવનાં આયોજનને સફળ બનાવવા જુદી જુદી સમિતિઓની રચના કરવામાં આવી હતી અને તેનાં કન્વીનરો તથા સહકન્વીનરોની વરણી કરવામાં આવી હતી.

મહોત્સવ આયોજન-સમિતિ : કન્વીનર - શ્રી રવિલાલ કેશરા રામજીયાણી તથા સહકન્વીનર - શ્રી જયેશભાઈ સોમજી છાભૈયા અને શ્રી શામજીભાઈ હરજી સેંઘાણી

સ્વાગત-સમિતિ : કન્વીનર - શ્રી નારણભાઈ રતનશી છાભૈયા તથા સહકન્વીનર - શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા અને શ્રી ધનજીભાઈ શિવગણ રૂડાણી

નાણાં-ભંડોળ સમિતિ : કન્વીનર - શ્રી બાબુભાઈ હીરજી ચૌહાણ તથા સહકન્વીનર - શ્રી ધનજીભાઈ પુંજા લિંબાણી

કાર્યાલય સમિતિ : કન્વીનર - શ્રી કલ્યાણજીભાઈ હીરજી છાભૈયા તથા સહકન્વીનર - શ્રી માવજીભાઈ શામજી છાભૈયા અને શ્રી રમેશભાઈ ગોવિંદ પોકાર

નાણાંસમિતિ : કન્વીનર - શ્રી ગંગારામભાઈ શિવગણ ચૌહાણ તથા સહકન્વીનર - શ્રી લક્ષ્મણભાઈ શિવગણ માવાણી અને શ્રી હરિભાઈ નારણ ધોળુ

યજ્ઞપૂજા વ્યવસ્થા સમિતિ : કન્વીનર - શ્રી ધનસુખભાઈ નાનજી ભાવાણી તથા સહકન્વીનર - શ્રી સુરેશભાઈ નારણ વાલાણી અને શ્રી મૂકેશકુમાર હરજી ઉકાણી

સ્વયંસેવક-સમિતિ : કન્વીનર - શ્રી મહેશભાઈ અબજી ભગત તથા સહકન્વીનર - શ્રી નવીનભાઈ હરિભાઈ ચોપડા અને શ્રી કરમશીભાઈ હીરજી પ્રેમજીયાણી

ભોજન વિતરણવ્યવસ્થા-સમિતિ : કન્વીનર - શ્રી વલ્લભજીભાઈ માધવજી છાભૈયા તથા સહકન્વીનર - શ્રી કાંતિલાલ હીરજી માવાણી અને શ્રી માવજીભાઈ પ્રેમજી ભગત

રસોડા-સમિતિ : કન્વીનર - શ્રી માવજીભાઈ વસ્તા છાભૈયા તથા સહકન્વીનર - શ્રી શિવગણભાઈ પચાણ ચૌહાણ અને શ્રી શિવજીભાઈ નાનજી કાનાણી

રાશન ખરીદ સમિતિ : કન્વીનર - શ્રી શિવજીભાઈ નાનજી કાનાણી તથા સહકન્વીનર - શ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા અને શ્રી માધવજી પ્રેમજી અમૃતિયા

ઉતારા-સમિતિ : કન્વીનર - શ્રી પ્રેમજીભાઈ રામજી ગોગારી તથા સહકન્વીનર - શ્રી નારણભાઈ ખીમજી ચૌહાણ અને શ્રી પરસોત્તમ વિશ્રામ વાસાણી

પ્રચાર અને પ્રસાર-સમિતિ : કન્વીનર - શ્રી રતિલાલ મનજી પોકાર તથા સહકન્વીનર - શ્રી કરમશીભાઈ નાગજી પારસિયા અને શ્રી કલ્યાણજીભાઈ હીરજી છાભૈયા

મંડપ-લાઈટ ડેકોરેશન સમિતિ : કન્વીનર - શ્રી દેવજીભાઈ માવજી લિંબાણી તથા સહકન્વીનર - શ્રી લાલજીભાઈ હંસરાજ રામાણી અને શ્રી દયારામભાઈ લઘાભાઈ કાલરિયા

વાહનવ્યવહાર સમિતિ : કન્વીનર - શ્રી કરસનભાઈ પ્રેમજી રામાણી તથા સહકન્વીનર - શ્રી પ્રવીણભાઈ નારણ ધોળુ અને શ્રી દિલીપભાઈ શિવજી લિંબાણી

પાણી-પુરવઠા સમિતિ : કન્વીનર - શ્રી બાબુલાલ શામજી ચોપડા તથા સહકન્વીનર - શ્રી રવિલાલ કરમશી પોકાર અને શ્રી નવીનભાઈ રામજી રામાણી

આરોગ્ય-સમિતિ : કન્વીનર - ડૉ. સુરેશભાઈ નારણભાઈ ગોગારી તથા સહકન્વીનર - ડૉ. પ્રવીણભાઈ અશોક શેઠિયા અને ડૉ. મૂકેશભાઈ જયંતીલાલ પારસીયા

સ્ટેજવ્યવસ્થા સમિતિ : કન્વીનર - શ્રી કેશુભાઈ ધનજી પારસિયા તથા સહકન્વીનર - શ્રી રેવાલાલ કરમશી પાટીદાર અને શ્રી ઈશ્વરલાલ નાનજી ભાવાણી

સ્ટેજ-સંચાલન સમિતિ : કન્વીનર - શ્રી જયેશભાઈ સોમજી છાભૈયા તથા સહકન્વીનર - પ્રો. શ્રી કે. વી. પાટીદાર

ઉત્સવ-સુશોભન સમિતિ : કન્વીનર - શ્રી ગંગારામભાઈ શિવદાસ રામાણી તથા સહકન્વીનર - શ્રી ભીમજીભાઈ દેવજી ચૌહાણ અને શ્રી રાજેશભાઈ ધનજી રામાણી

સાંસ્કૃતિક સમિતિ : કન્વીનર - શ્રી વિશનજીભાઈ હરજી માવાણી તથા સહકન્વીનર - પ્રો. શ્રી કે. વી. પાટીદાર અને શ્રી રતિલાલ મનજી પોકાર

સફાઈ-સમિતિ : કન્વીનર - શ્રી મગનલાલ કેશરા ભિમાણી તથા સહકન્વીનર - શ્રી કાંતિલાલ મનજી ભાવાણી અને શ્રી ભીમજીભાઈ કરસન વેલાણી

સલામતી સમિતિ : કન્વીનર - શ્રી સવગણભાઈ કરસન લિંબાણી તથા સહકન્વીનર શ્રી અરવિંદભાઈ માવજી વાસાણી અને શ્રી દિલીપભાઈ બાબુલાલ રંગાણી

સાહિત્ય વિતરણ-સમિતિ : કન્વીનર - શ્રી નથુભાઈ કરસન રંગાણી તથા સહકન્વીનર શ્રી ધીરજલાલ જીવરાજ ભગત અને શ્રી નાનજીભાઈ રાજાભાઈ ઠાકરાણી વરાયા હતા.

# ઉમિયા માતાજી પુનઃ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની ઊડીને આંખે વળગે તેવી વિશેષતાઓ

કચ્છમાંથી ઘડુલી વિસ્તાર, ખેડોઈ વિસ્તાર અને માંડવી વિસ્તારમાંથી મોટી સંખ્યામાં પદયાત્રીઓ તા. ૧-૪-૨૦૦૯ના વાંઢાય પહોંચ્યા હતા, જેના દબદબાભેર સામૈયાં કરાયાં હતાં.

કચ્છના ગામેગામથી ગ્રામજનો સ્વેચ્છાએ પોતાનાં ખાનગી વાહનો કરીને હજારોની સંખ્યામાં આ મહોત્સવમાં ભાગ લેવા આવ્યા હતા.

આ મહોત્સવ દરમ્યાન કચ્છના કડવા પાટીદારોનાં ગામોમાં લોકોએ સ્વેચ્છાએ પાંખી પાળીને પોતાનાં કામકાજ બંધ રાખ્યાં હતાં.

ભારતના જુદા જુદા વિસ્તારોમાંથી યુવાનો મશાલ લઈને આ મહોત્સવના પ્રથમ દિવસે આવી પહોંચ્યા હતા.

કચ્છના ખેડૂતોને આધુનિક ટેક્નોલોજી અને વૈજ્ઞાનિક ખેતી પદ્ધતિની માહિતી ઘરઆંગણે મળી રહે એ માટે પાટીદાર યુવાસંઘ, કચ્છ ઝોન દ્વારા કૃષિમેળાનું આયોજન કરાયું હતું, જેમાં પચાસેક કંપનીઓ દ્વારા સ્ટોલ રાખવામાં આવ્યા હતા.

આ મહોત્સવમાં મુંબઈના ભાનુ યુથસર્કલ દ્વારા થેલેસેમિયા ડિટેક્શન અને બ્લડ ડોનેશન કેમ્પ રાખવામાં આવ્યો હતો.

મહોત્સવ દરમ્યાન સલામતી અને આરોગ્યની પૂરતી વ્યવસ્થા કરવામાં આવી હતી.

પીવા માટે બિસલેરી પાણીની વ્યવસ્થા રાખવામાં આવી હતી.

મહોત્સવ દરમ્યાન સભામંડપ, ભોજનમંડપ, યજ્ઞમંડપ, કૃષિમેળો, વાહનપાર્કિંગ વગેરે વ્યવસ્થા માટે ૩૦ એકર જમીનનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

તા. ૨-૪-૨૦૦૯ના સવારે ટ્રેક્ટર પર સજાવેલા હાથી, હંસ, નૌકા, વિમાન વગેરે પર ભારતીય સંસ્કૃતિને અનુરૂપ ઝાંખી સાથે વિશાળ શોભાયાત્રા કાઢવામાં આવી હતી.

સ્વામી સચ્ચિદાનંદનાં તેમજ અન્ય લેખકોનાં પુસ્તકોનું સંસ્થા દ્વારા ૫૦ ટકાથી વધુ રાહતભાવે વેચાણ કરવા માટે સ્ટોલ રાખવામાં આવ્યો હતો, જેમાં રૂ. સવા લાખનાં પુસ્તકો અને સાહિત્યનું વેચાણ કરવામાં આવ્યું હતું, જેમાં સહજાનંદ રૂરલ ડેવલોપમેન્ટ ટ્રસ્ટનો સહયોગ સાંપડ્યો હતો.

ગ્રામ્ય વિસ્તારનાં ભાઈ-બહેનોએ તૈયાર કરેલા આપણી પરંપરાને ઉજાગર કરતા વૈવિધ્યસભર રંગારંગ કાર્યક્રમો તા. ૧-૪-૨૦૦૯ના રાત્રે પ્રસ્તુત કરાયા હતા.

તા. ૨-૪-૨૦૦૯ના રાત્રે લલિતાબેન ઘોડાદ્રા, સુરેશ રાવલ અને લાખણસી ગઢવી અને અન્ય કલાકારોનો કસુંબલ ડાયરો યોજાયો હતો.

ત્રણે દિવસ દરમ્યાન કોઈ પણ જાતના ભેદભાવ વગર સવાર, બપોર અને સાંજે ભોજનની વ્યવસ્થા કરવામાં આવી હતી, જેમાં અંદાજે દ૨ હજાર લોકોએ લાભ લીધો હતો.

કચ્છ બહારથી આવનાર ભાવિકો માટે આસપાસનાં ગામોની સમાજવાડીમાં તેમજ તંબૂમાં રૂમો બનાવીને ઊતરવાની પૂરતી વ્યવસ્થા કરાઈ હતી. આ તમામ વ્યવસ્થાને પહોંચી વળવા આસપાસનાં ગામોમાંથી ૧૨૫૦ જેટલાં યુવાનો અને મહિલા સ્વયંસેવકો આવ્યાં હતાં.

તા. ૩-૪-૨૦૦૯ના સવારે સન્માન-સમારંભમાં સંસ્થાના માજી પ્રમુખો, વિશેષ યોગદાન આપનાર આગેવાનો અને રૂપિયા એક લાખથી ઉપરનું દાન આપનાર ૧૦૫ જેટલા દાતાઓનાં સન્માન કરવામાં આવ્યાં હતાં.

પંદરેક હજાર પ્રેક્ષકો બેસી શકે એટલો વિશાળ ડોમ આકારનો શમિયાણો બાંધવામાં આવ્યો હતો, જેમાં ૭૦x૪૦નો મંચ તૈયાર કરાયો હતો.

આ મહોત્સવ દરમ્યાન કેન્દ્રીય સમાજના ૫૦ વર્ષની ઉજવણીનો શુભારંભ દાતાઓના હસ્તે અને ગુજરાત પ્રદેશ ભાજપના પ્રમુખશ્રી પુરૂષોત્તમભાઈ રૂપાલાના હસ્તે સંતોની ઉપસ્થિતિમાં કરાયો હતો.

કેન્દ્રીય સમાજના સ્વર્ણિમ ઉત્સવના ૧૨ મુદ્દાઓને ઉજાગર કરતા ભવાઈ પ્રકારના વિશેષ કાર્યક્રમની યુવાસંઘે પ્રસ્તુતિ કરી હતી, જેમાં ૧૨૦ કલાકારોએ ભાગ લીધો હતો.

મહોત્સવને સફળ બનાવવા જહેમત ઉઠાવનાર ૨૩ સમિતિઓના કન્વીર - સહકન્વીનર અને સ્વયંસેવકોને સ્મૃતિ ભેટ આપી, આયોજન-સમિતિએ બિરદાવ્યા હતા.

# શ્રી ઉમિયા માતાજીના નવનિર્મિત મંદિરની વિશેષતાઓ





વાંઢાયમાં સંતોની પ્રેરણાથી ૬૨ વર્ષ અગાઉ બનેલું ઉમિયા માતાજીનું મંદિર ભૂકંપમાં ક્ષતિગ્રસ્ત થઈ જતાં તેની સામેના પટાંગણમાં મધ્યકાલીન મંદિરો જેવા પથ્થરનું મંદિર બાંધવામાં આવ્યું છે.

આ મંદિરનો શિલાન્યાસ ફેબ્રુઆરી-૨૦૦૬માં થયો હતો અને ત્રણ વર્ષમાં તે તૈયાર થયું છે.

આ મંદિર સંપૂર્ણપણે પથ્થરમાંથી જ કંડારીને બાંધવામાં આવ્યું છે. તેમાં લોખંડ કે સિમેન્ટનો ઉપયોગ થયો નથી.

કચ્છ થી ૧૧૦૦ કિ.મી.ના અંતરે આગ્રા પાસે આવેલ બંસી પહાડપુરમાંથી પથ્થર લાવીને આ મંદિર બંધાયું છે, તેમાં ૧૫૦૦૦ ઘનફૂટ પથ્થર વપરાયા છે.

મંદિરની નીચે ૧૨ ફૂટની ઊંચાઈનો વિશાળ હોલ રખાયો છે. મંદિરની ઊંચાઈ ૬૫ ફૂટ છે.

મંદિરના ૨૦ ફૂટ, પાંચ ઈંચ લંબાઈ-પહોળાઈના ગર્ભગૃહમાં ઉમિયા માતાજીના જૂના મંદિરમાં હતી, તે જ મૂર્તિની પુનઃ પ્રાણ પ્રતિષ્ઠા કરવામાં આવી છે.

ગર્ભગૃહની બહાર કોળીમંડપ ૧૦ ફૂટ, પાંચ ઈંચ લાંબો અને પાંચ ફૂટ, ૧૧ ઈંચ પહોળો છે, જેમાં ગણેશજી અને હનુમાનજીની મૂર્તિઓ બિરાજમાન છે.

જ્યાં બેસીને પ્રાર્થના કરી શકાય એ રંગમંડપ અથવા મંડોવર ૧૦ X ૨૦ ફૂટનો છે, જેની છત પર એક તરફ સેતુબંધ રામેશ્વરના પ્રસંગને કંડારવામાં આવ્યો છે, જ્યારે બીજા ભાગમાં માતાજીના દર્શને આવતા યાત્રાળુઓના સંઘનાં દૃશ્યોને કલાત્મક રીતે કોતરવામાં આવ્યાં છે.

રંગમંડપની આગળ શૃંગારચોકી છે, જે ૩૦ X ૧૦ ફૂટની છે. જ્યારે ત્રણે તરફ આવેલી ત્રિચોકી ૧૦ X ૧૦ ફૂટની છે. મંદિરનો ગર્ભગૃહ સિવાયનો ભાગ પથ્થરના શિલ્પકલાથી સુશોભિત સ્તંભો પર છે. આગળના ભાગમાં દીવાલ કે દ્વાર નથી. મંદિરના ૨૨ સ્તંભો પૈકી એક બાજુના ૧૧ સ્તંભો પર રામાયણના પ્રસંગો અને બીજા બાજુના ૧૧ સ્તંભો પર કૃષ્ણલીલાના પ્રસંગોને કંડારવામાં આવ્યા છે.

ગર્ભગૃહની બહારની બાજુ ફરતે દીવાલમાં ૧૮ દેવીઓનાં શિલ્પો પથ્થરમાં કંડારવામાં આવ્યાં છે, જે મંદિરની સુંદરતામાં ઓર નિખાર લાવે છે. મંદિરની પ્રદક્ષિણામાં ત્રણે દિશાના ત્રણ ગોખમાં સરસ્વતી, ગાયત્રી અને ગંગાજીની આરસની સુંદર પ્રતિમાઓ મૂકવામાં આવી છે.

મંદિરના શિખર પર ચાર દિશાના દેવો, સુખનો સિંહ અને જોગણીઓનાં શિલ્પથી શોભાયમાન છે.

ગર્ભગૃહના આરસનાં પંચશાખી બારણાંઓમાં પણ દેવીઓની મૂર્તિઓ દૃષ્ટિગોચર થાય છે, તેમાં જડાયેલા ચાંદીના કલાત્મક દરવાજા અને દર્શન ભાગમાં મુકાયેલી એવી જ કલાત્મક ચાંદીના વરખવાળી દાનપેટીથી મંદિર દેદિપ્યમાન લાગે છે.

બાંધકામ સમિતિના પ્રમુખ અને શિલ્પ અને સ્થાપત્યના અચ્છા મર્મજ્ઞ શ્રી ધનજીભાઈ પૂંજા લિંબાણીના માર્ગદર્શન હેઠળ શ્રી સંજયભાઈ સોમપુરા અને તેમની ટીમે આ શિલ્પકારીથી મંડિત ભવ્ય મંદિરનું નિર્માણ કર્યું છે.

મધ્યકાળનાં કલાત્મક મંદિરોની યાદ અપાવે એવા આ મંદિર જેવાં મંદિરો બહુ જ ઓછાં જોવા મળે છે. મંદિરમાં સી.સી. કેમેરાની કાયમી વ્યવસ્થા રાખવામાં આવી છે.

આ મંદિરના નિર્માણનું ખર્ચ અંદાજે રૂપિયા બે કરોડ જેટલું થવા જાય છે.

આ ધર્મસભામાં સ્વામીનારાયણ મંદિરના અન્ય સંતો પણ બિરાજમાન હતા. શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મપ્રચાર સમિતિ તેમજ ઉમિયા માતાજી સંસ્થાન અને અ.ભા.ક.ક.પા. સમાજના હોદ્દેદારો, આગેવાનો સહિત મોટી સંખ્યામાં ઉપસ્થિત જનસમુદાયે સંતોના અમૃત વચનનું રસપાન કર્યું હતું.

### પાટીદાર રત્ન એવોર્ડ

શ્રી ઉમિયા માતાજી મંદિર ઈશ્વરનગર-વાંઢાયના સુવર્ણજયંતી મહોત્સવ દરમ્યાન તા. ૪-૪-૯૮ના બપોર બાદ ૩-૦૦ કલાકે ઉમિયા માતાજી મંદિર પટાંગણમાં ''પાટીદારરત્ન એવોર્ડ'' સમારંભ પણ યોજાયો હતો. આ સમારંભમાં ગુજરાતભરમાંથી વિવિધ ક્ષેત્રમાં વિશેષ સિદ્ધિ હાંસિલ કરનાર અને પોતાની મૂલ્યવાન સેવાઓ આપનાર પાટીદાર મહાનુભાવોને ''પાટીદારરત્ન એવોર્ડ''થી વિભૂષિત કરવામાં આવ્યા હતા. આ ઉપરાંત વિશ્વકોષના ટાઈટલના દાતાઓનું સન્માન તેમજ ઉમા તીર્થયાત્રાની યજમાન સંસ્થાઓનું બહુમાન પણ આ સમારંભમાં કરાયું હતું.

અખિલ ગુજરાત કડવા પાટીદાર પરિષદના પ્રમુખશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસના અધ્યક્ષસ્થાને યોજાયેલ આ સમારંભનો પ્રારંભ કડવા પાટીદાર કન્યા છાત્રાલય, ભુજની કન્યાઓ દ્વારા ગવાયેલી મા ઉમિયાની પ્રાર્થનાથી થયો હતો. ઉમાદેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્ર અને ચેરીટેબલ ટ્રસ્ટના પ્રમુખ ડૉ. વી. એચ. પટેલે સ્વાગત પ્રવચન કર્યું હતું, યજમાન સંસ્થા ઉમિયા માતાજી સંસ્થાન તેમજ અ. ભા. ક. ક. પા. સમાજના આગેવાનોએ સમારંભમાં ઉપસ્થિત અતિથિઓનું ફૂલહારથી સ્વાગત કર્યું હતું. આ સમારંભમાં અતિથિવિશેષ તરીકે ખાસ પધારેલા ગુજરાત રાજ્યના પાણી પુરવઠા અને ખાણ-ખનીજ ખાતાના મંત્રીશ્રી નરોત્તમભાઈ પટેલના હસ્તે દીપ પ્રાગટ્ય કરીને સમારંભ ખુલ્લો મૂકવામાં આવ્યો હતો. મહેમાનોનો પરિચય તેમજ પ્રસંગ પરિચય સંસ્થાના મંત્રીશ્રી કાંતિભાઈએ આપ્યો હતો. શ્રી મણિભાઈ પટેલ પાટીદારરત્ન એવોર્ડ ગ્રહણ કરવામાં અનુપસ્થિત રહેલા અમેરિકા સ્થિત શ્રી ગણપતભાઈનો સંદેશ વાંચી સંભળાવ્યો હતો. ઉદ્યોગક્ષેત્રે પાટીદારરત્ન એવોર્ડ મેળવનાર નિરમા કંપનીના માલિક શ્રી કરશનભાઈ કે. પટેલ પણ આ સમારંભમાં ઉપસ્થિત રહી શક્યા નહોતા. પાટીદારરત્નો સર્વ શ્રી નરોત્તમભાઈ આઈ. પટેલ, પદ્માબેન જયકૃષ્ણભાઈ, અંબાવીભાઈ ભલાણી, પ્રભાતકુમાર દેસાઈ, રમીલાબહેન જયંતીભાઈ પટેલને સમારંભના અધ્યક્ષ અને અતિથિ વિશેષશ્રીઓના હસ્તે ''પાટીદારરત્ન એવોર્ડ'' એનાયત કરાયા હતા.




*તા. ૧૮-૧૧-૧૯૯૭ ઉમિયા માતાજી સુવર્ણ જયંતિ નિમિત્તે યોજાયેલ મહિલા જાગૃતિ શિબિર*

આ વર્ષે જ શરૂ કરાયેલો સંસ્થાઓ માટેનો ''પાટીદારરત્ન એવોર્ડ'' શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-વાંઢાયને અર્પણ કરાયો હતો, જેનો સંસ્થાન વતી પ્રમુખીશ્રી જેઠાભાઈ લાલજીભાઈ ચોપડાએ સ્વીકાર કર્યો હતો.

ગુજરાત રાજ્યના કેબિનેટ મંત્રીશ્રી નરોત્તમભાઈ પટેલે એવોર્ડ વિજેતાઓને અભિનંદન આપ્યા હતા અને મંત્રી મંડળમાં પોતાને સોંપાયેલ જવાબદારીને નિભાવવાની અને પાણીવિહોણાં ગામડાંઓને પાણી પહોંચાડવાની ખાતરી ઉચ્ચારી હતી. ઉમિયા માતાજી સંસ્થાન - ઊંઝાના પ્રમુખ શેઠશ્રી કેશવલાલભાઈ પટેલ અને જાણીતા ઔદ્યોગિક ગ્રુપ અજન્ટા ઓફ કલોક ઈન્ડસ્ટ્રીઝના માલિક શ્રી ઓધવજીભાઈ આર. પટેલ તેમજ પાટડી દરબાર શ્રી દિલીપસિંહજી દેસાઈએ પોતાના ઉદ્‌બોધનમાં પાટીદારોના સંગઠન પર ખાસ ભાર મૂક્યો હતો. એ જ રીતે કાર્યક્રમના બીજા અતિથિવિશેષશ્રીઓ શ્રી પ્રેમજીભાઈ પૂંજાભાઈ પટેલ (પ્રમુખ અ.ભા.ક.ક.પા. સમાજ), શ્રી લઘાભાઈ વિશ્રામ પટેલે (ઉપપ્રમુખ અ.ભા.ક.ક.પા. સમાજ) પણ પોતાના પ્રવચનમાં પાટીદારોએ પ્રાંતીય ભેદભાવો ભૂલીને એક બનવાની અને આવાં નેક કાર્યો કરવાની આજના સમયની જરૂરિયાત છે, એવું ભારપૂર્વક જણાવ્યું હતું. શ્રી અનિલભાઈ ત્રિ. પટેલ અને શ્રી નરોત્તમભાઈ આઈ. પટેલે પોતાના વક્તવ્યમાં સમાજોત્કર્ષમાં શિક્ષણ અને સંસ્કારની આવશ્યકતા સમજાવી હતી અને કચ્છના કડવા પાટીદારોનાં વિશેષ ગુણોને પણ આત્મસાત્ કરવા જેવા છે. એમ વધુમાં જણાવ્યું હતું. પદ્માબેન જયકૃષ્ણભાઈ અને શારદાબેન પટેલ તેમજ રમીલાબેન પટેલે સ્ત્રીઓને ઘરની ચાર દીવાલો છોડીને



તા. ૫-૪-૧૯૯૮ ના રોજ અખિલ ગુજરાત પાટીદાર પરિષદ દ્વારા ઉમિયા માતાજી સંસ્થાનને એનાયત કરાયેલ એવોર્ડ સ્વીકારતા સંસ્થાના પ્રમુખશ્રી જેઠાભાઈ લાલજી ચોપડા

બહાર આવવાની હાકલ કરી હતી અને વિવિધક્ષેત્રે પદાર્પણ કરવા સજ્જ બનવા જણાવ્યું હતું.

શ્રી પ્રભાતકુમાર દેસાઈએ પોતે આપેલ સેવાને ફરજનો ભાગ ગણાવી સન્માન બદલ આભાર વ્યક્ત કર્યો હતો, જ્યારે લોકભારતી સણોસરાના વૈજ્ઞાનિક અને સંશોધન અધિકારી શ્રી અંબાવીભાઈ ભલાણીએ ઘઉંની જાત લોક (૧), જેવી બીજી લોક (૩૧) ઘઉંની સુધરેલી જાત પણ દેશભરમાં અખતરા હેઠળ છે અને જો તે બજારમાં મુકાશે તો ઓછા પાણીએ ૨૦% જેટલું વધુ ઉત્પાદન મેળવી શકાશે, એવી માહિતી પોતાના વક્તવ્ય દરમ્યાન આપી હતી.

ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખશ્રી જેઠાભાઈ લાલજી ચોપડાએ પોતાનો પ્રતિભાવ આપતાં જણાવ્યું હતું કે, ''ઉમિયા માતાજી'' સંસ્થાનને આંગણે આ મહોત્સવ દરમ્યાન ત્રિવેણી સંગમ થયો છે એનો અમને આનંદ છે. આ વિશેષ સમારંભ અહીં યોજાયો એની સાથે ઊંઝાથી મા ઉમિયાનો ''જ્યોતિરથ'' પણ આ ધરતી પર પધાર્યો, વળી આ ઉત્સવમાં ઉમિયા માતાજીની વિકાસ યાત્રામાં વિશેષ સહયોગ આપનાર વડીલોનું સન્માન કરવાની પણ અમારી નેમ છે.'' તેમણે ઉમિયા માતાજી ઊંઝાના દ્વારેથી શરૂ થયેલ ઉત્કર્ષનિધિ યોજનામાં પૂરેપૂરો સહકાર આપવાની કચ્છના કડવા પાટીદારો વતી ખાતરી આપી હતી.

સમારંભના અધ્યક્ષસ્થાનેથી બોલતાં શેઠશ્રી જયકૃષ્ણ હરિવલ્લભદાસે જણાવ્યું હતું કે, ''આજે નાના બનતા જતા વિશ્વમાં ભેદરેખાઓ ભૂંસીને કડવા અને લેઉવા પાટીદારોએ એક બનવાનો સમય પાકી ગયો છે.

કાર્યક્રમના અંતે આભારદર્શન શ્રી કાંતિલાલ વિશ્રામ ભગતે કર્યું હતું. આ સમારંભમાં પાટીદાર વિશ્વકોષના ટાઈટલ દાતાઓને સન્માનવાનો કાર્યક્રમ પણ હતો. એમાં કેટલાક દાતાઓ સંજોગોવસાત ઉપસ્થિત રહી શક્યા ન હતા. આ સમારંભમાં કચ્છ અને કચ્છ બહારની પાટીદાર સંસ્થાઓના અગ્રણીઓ તેમજ સ્થાનિક જ્ઞાતિજનોએ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહી સમારંભને સફળ બનાવ્યો હતો.

### સન્માન સમારંભ
### તા. ૫-૪-૧૯૯૮

શ્રી ઉમિયા માતાજી સંસ્થાનની ૫૦ વર્ષની વિકાસયાત્રામાં સહયોગ આપી પાયાના પથ્થરસમા વડીલોનું સન્માન તેમજ એક લાખ કે એથી વધુ રકમનું આર્થિક દાન આપનાર દાતાઓનું અભિવાદન કરવા માટે સુવર્ણજયંતી




સુવર્ણજયંતી વર્ષ નિમિત્તે યોજાયેલ સામાજિક કાર્યકર મિલન




*તા. ૧૮-૧૧-૧૯૯૭ ઉમિયા માતાજી સુવર્ણ જયંતિ નિમિત્તે યોજાયેલ યુવા જાગૃતિ શિબિર*

મહોત્સવના એક ભાગરૂપે વડીલોના ઋણસ્વીકાર માટેનો એક સમારોહ શ્રી ઉમિયા માતાજી મંદિરના સભામંડપમાં તા. ૫-૪-૯૮ના સવારે ૧૦-૦૦ કલાકે ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખ શ્રી જેઠાભાઈ લાલજીભાઈ ચોપડાના અધ્યક્ષસ્થાને યોજાયો હતો. શ્રી ઉમિયા માતાજી મંદિર, ઊંઝાના પ્રમુખ શેઠ શ્રી કેશવલાલભાઈ પટેલ તથા શ્રી મણિભાઈ પટેલ ''મમ્મી'' અતિથિવિશેષ તરીકે ઉપસ્થિત રહ્યા હતા.

સમારોહના અધ્યક્ષ શ્રી જેઠાભાઈ લાલજીભાઈ ચોપડા અને અતિથિ વિશેષશ્રીએ દીપ પ્રગટાવીને સમારોહને વિધિવત્ ખુલ્લો મૂક્યો હતો. સમારોહના અધ્યક્ષશ્રી તેમજ સ્ટેજ પર બિરાજમાન સર્વે અતિથિ વિશેષશ્રીઓ, મહેમાનો, વડીલો અને દાતાઓનું ફૂલહારથી સ્વાગત કરવામાં આવ્યું હતું.

સમારોહના પ્રારંભમાં ઉમિયા માતાજી ટ્રસ્ટના ઉપપ્રમુખ શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુએ સ્વાગત પ્રવચન કર્યું હતું. શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટના માજી પ્રમુખ શ્રી નારાણભાઈ રામજી પોકારે પ્રસંગ-પરિચય કરાવતાં શ્રી ઉમિયા માતાજી મંદિર પરિસરની વિકાસયાત્રાનો સ્પષ્ટ ખ્યાલ આપ્યો હતો. સમગ્ર મહોત્સવની ગતિવિધિનો પરિચય કરાવતાં તેઓશ્રીએ ત્રિવેણી સગંમસમા આ મહોત્સવમાં પ્રગતિની હરણફાળમાં પાયાના પથ્થરસમા વડીલોને યાદ કરી ઋણસ્વીકાર કર્યો હતો. ''જે સમાજ પોતાનાં રત્નોને ઓળખી શકતો નથી તે સમાજ ક્યારે પણ પ્રગતિ કરી શક્તો નથી.'' એમ જણાવતાં એમણે જ્ઞાતિરત્નોને ન ભૂલવા અપીલ કરી હતી.

શ્રી નારાણભાઈએ ૫૦ વર્ષ પૂર્વે શ્રી ઓધવરામજી મહારાજની પ્રેરણાથી આ મંદિર બનાવવાના સ્વપ્નને સાકાર કરનાર સ્વ. શ્રી રતનશીભાઈ ખીમજી, શ્રી નથુભાઈ નાનજી અને હરિભાઈને યાદ કર્યા હતા. તે જ રીતે આ સંકુલના વિકાસના પ્રારંભિક તબક્કામાં યોગદાન આપનાર શ્રી શિવગણભાઈ રાજા, શ્રી સામજીભાઈ જીવરાજ, શ્રી કરસનભાઈ મૂળજી, શ્રી પ્રેમજીભાઈ શિવગણ, શ્રી મણિભાઈ વાલજી, શ્રી પ્રેમજીભાઈ રામજી વગેરે વડીલોને પણ આપણે ન ભૂલવા જોઈએ એવું જણાવી એમણે આ સંકુલના નિર્માણ પામેલાં ભવનો અને આસપાસમાં થયેલ બાંધકામો ક્યારે અને કયા સંજોગોમાં થયાં તેનો તેમણે ચિતાર આપ્યો હતો.

પચાસ વર્ષ દરમ્યાન ઉમિયા માતાજી સંસ્થાનની પ્રગતિના પાયામાં રહીને સંસ્થાનને ઉન્નત બનાવવામાં જેમણે પોતાનું જીવન ખર્ચ્યું એવા વડીલોનાં સન્માન એ આ સમારંભનો મુખ્ય ભાગ હતો. પાયાના પથ્થરસમા વડીલો પૈકી કેટલાકનો સ્વર્ગવાસ થઈ જતાં એમનાં પરિવારજનોને આ સન્માન અર્પણ કરાયું હતું અને કેટલાક વડીલો સંજોગોવસાત્ આ સમારંભમાં ઉપસ્થિત પણ રહી શક્યા ન હતા.

જેમનાં આ સભારંભમાં બહુમાન કરાયાં હતાં એ ઉપસ્થિત વડીલોમાં શ્રી પ્રેમજીભાઈ શિવગણ રૂડાણી, શ્રી પ્રેમજીભાઈ રામજીભાઈ અમૃતિયા, શ્રી દેવજીભાઈ વાલજીભાઈ ચૌહાણ, શ્રી ધનજીભાઈ પૂંજાભાઈ લીંબાણી, શ્રી જેઠાભાઈ લાલજીભાઈ ચોપડા હતા. આ સમારંભમાં ઉમિયા માતાજી ટ્રસ્ટ તેમજ અન્નક્ષેત્ર ટ્રસ્ટના ભૂતપૂર્વ પ્રમુખશ્રીઓ શ્રી પ્રેમજીભાઈ રામજીભાઈ અમૃતિયા, શ્રી નારાણભાઈ રામજીભાઈ પટેલ, શ્રી ડૉ. વી. એચ. પટેલ, શ્રી શિવદાસભાઈ ગોવિંદભાઈ પટેલનું પણ શાલ ઓઢાડી, માતાજીની છબી તેમજ સ્મૃતિચિહ્ન અર્પણ કરી સન્માન કરાયું હતું.

આ સમારંભમાં ઉમિયા માતાજી સંસ્થાનને આજપર્યંત જેમણે રૂપિયા એક લાખથી વધુનું દાન આપ્યું છે તેમનું અભિવાદન પણ કરવામાં આવ્યું હતુ. સ્વ. શ્રી મનજીભાઈ વાલજી સાંખલા (ઉખેડાવાળા) તેમજ સ્વ. શ્રી લાલજીભાઈ ભાણજી પોકાર (ટોડિયાવાળા)નાં પરિવારજનોએ મોકલાવેલ પત્રનું વાંચન આ સભામાં કરાયું હતું, જેમાં તેમણે તેમના વડીલોની ભાવના મુજબ આ સન્માન માતાજીને અર્પણ કરવાની વિનંતી કરી હતી.

આ ઉપરાંત આ સંસ્થાનને ફર્નિચર વગેરેમાં અગિયાર હજારથી એકવીસ હજારનું દાન આપનાર દાતાઓને સુવર્ણજયંતીનું સ્મૃતિચિહ્ન અર્પણ કરવાની જાહેરાત કરાઈ હતી. આ મહોત્સવમાં સતત ત્રણ દિવસ હાજરી આપનાર ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના પ્રમુખ શેઠશ્રી કેશવલાલભાઈ

વી. પટેલ અને મંત્રી શ્રી મણિભાઈ આઈ. પટેલનું સંસ્થા દ્વારા ખાસ બહુમાન કરાયું હતું. જોકે શ્રી મણિભાઈ ''મમ્મી''એ પોતાનો સંકલ્પ પરિપૂર્ણ ન થાય ત્યાં સુધી કોઈ પણ પ્રકારનું સન્માન ન સ્વીકારવાનું વ્રત લીધું હોવાથી તેમણે સન્માનનો સ્વીકાર કર્યો ન હતો.

શેઠશ્રી કેશવલાલભાઈએ સન્માનનો પ્રત્યુત્તર આપતાં જણાવ્યું હતું કે, તેમને આ મહોત્સવમાં ભાગ લેવાનો અવસર સાંપડ્યો તે માટે પોતાની જાતને ભાગ્યશાળી માને છે. એમણે આ સંસ્થાએ ટૂંકા ગાળામાં જે પ્રગતિ કરી છે, એ માટે તેમણે આનંદ વ્યક્ત કરી અગ્રેસરોને અભિનંદન આપ્યા હતા.

શ્રી મણીભાઈ પટેલે પણ પ્રારંભિક પ્રવચન કરતાં કચ્છના ઉમિયા માતાજીના જ્યોતિ રથને મળેલ અભૂતપૂર્વ આવકાર બદલ આનંદ અને આભારની લાગણી વ્યક્ત કરી હતી અને મા ઉમાના સંતાનો એક બનીને રહે એવી મા ઉમિયાની ઈચ્છા છે એટલે જ એમની પ્રેરણાથી આ જ્યોતિ રથયાત્રાનું આયોજન શક્ય બન્યું છે એમ જણાવ્યું હતું.

શ્રી જયરાજભાઈ પટેલે પ્રાસંગિક પ્રવચનમાં મધ્યપ્રદેશના પાટીદાર ભાઈઓની એકતાને બિરદાવતાં જણાવ્યું હતું કે, એવી જ એકતાનાં દર્શન કચ્છના પાટીદાર ભાઈઓમાં જોવા મળે છે. એમણે જ્યોતિરથના નિર્માણને ચિરસ્મણીય પ્રસંગ તરીકે વર્ણવી જ્યોતિરથના નિર્માણની ગતિવિધિનો ખ્યાલ આપ્યો હતો. કચ્છના દાનવીર પાટીદાર ભાઈઓને ભામાશા સાથે સરખાવીને વિદ્યાસંકુલ ઊભું કરવાની અપીલ કરી હતી.

સમારંભના પ્રમુખસ્થાનેથી શ્રી જેઠાભાઈ લાલજીભાઈ




*તા. ૫-૪-૧૯૯૮ અખિલ ગુજરાત પાટીદાર પરિષદ દ્વારા ઉમિયા માતાજી સુવર્ણ જયંતિ પ્રસંગે યોજાયેલ સમારંભ*

ચોપડાએ શિક્ષણક્ષેત્રે અનુદાન આપવાનો અનુરોધ કરી નાનામાં નાનું દાન પણ મહત્ત્વપૂર્ણ છે એમ કહીને ગૌસેવા તેમજ અન્નદાનને શ્રેષ્ઠ સેવાકર્મ તરીકે લેખાવી હતી. જે ભૂમિપુત્રો સન્માન મેળવવા ભાગ્યશાળી બન્યા છે, એમને વંદન કરીને કોઈ ક્ષતિ રહેવા પામી હોય, તો તે તરફ નિર્દેશ કરવા અપીલ કરી હતી.

આ સમારંભનું સંચાલન શ્રી પ્રો. કે. વી. પાટીદારે કર્યું હતું. જ્યારે આભારવિધિ શ્રી અબજીભાઈ વિશ્રામ કાનાણીએ કરી હતી.

### ઝળહળતી રણઝણતી રાત્રિ

ત્રણ દિવસના આ ઉત્સવ દરમ્યાન રાત્રે પણ સૌને જ્ઞાન અને આનંદ મળે એવા કાર્યક્રમોનું આયોજન કરાયું હતું. તા. ૩-૪-૯૮ના રાત્રે ૯ થી ૧૦ વાગ્યા દરમ્યાન કચ્છના જાણીતા કવિ અને આકાશવાણી ભુજના કેન્દ્રનિયામક શ્રી જયંતીભાઈ જોષી ''શબાબ''નું મનનીય પ્રવચન યોજાયું હતું. જેમાં તેમણે આદ્યશક્તિ મા ઉમિયાનું મહાત્મ્ય સમજાવતા શાસ્ત્રો અને પુરાણોમાં નિર્દિષ્ટ મા ઉમિયાનાં ૧૭ નામોનો ઉલ્લેખ કર્યો હતો શક્તિસ્વરૂપ માના આશિષ મળી જાય તો જીવનમાં કેવો ચમત્કાર થઈ શકે એ વાત શ્રી જયંતીભાઈએ મહાકવિ કાલીદાસનું દૃષ્ટાંત ટાંકીને સુંદર રીતે પોતાના પ્રવચનમાં વણી લીધી હતી. પ્રવચન બાદ રાત્રે ઢોલના તાલે રાસ ગરબાની રમઝટ જામી હતી સૌ યુવાનોએ ભરપૂર આનંદ ઉઠાવ્યો હતો.

તા. ૪-૪-૯૮ની રાત્રિ આ મહોત્સવમાં મુંબઈથી ખાસ બોલાવવામાં આવેલા કલાકારો શ્રી ભાનુભાઈ વોરા અને તૃપ્તિબેને કલાની રસલહાણ પીરસી સૌને રસ તરબોળ કરી દીધા હતા. સંગીતના સૂરોના સથવારે રજૂ થયેલા આ કલાકારોની કલાને લોકોએ માણી હતી અને રૂપિયા ચાલીસ હજાર જેટલી ગોળ કરીને બિરદાવી હતી. જે ફક્ત મા ઉમિયાને ચરણે ભેટ ધરવામાં આવી હતી.

ઉમિયા માતાજી સંસ્થાન પરિસર અને તેના આસપાસના વિસ્તારને રોશનીથી સજાવવામાં આવ્યો હતો.

સમગ્ર મહોત્સવને સફળ બનાવવા માટે કાર્યરત વિવિધ સમિતિઓ અને આસપાસનાં ગામડાંમાંથી આવેલા સ્વયંસેવકોએ નિષ્ઠા અને ખંતથી જહેમત ઉઠાવી હતી.

તા. ૫-૪-૯૮ના બપોરે ત્રણ કલાકે સ્વયંસેવકોની સેવાને બિરદાવવા અને પ્રશસ્તિપત્ર એનાયત કરવાનો ખાસ કાર્યક્રમ રખાયો હતો.

## હવનનાં યજમાનોની નામાવલિ

મુખ્ય યજમાન : સ્વ. દામજીભાઈ લધાભાઈ નાકરાણી પરિવાર-સુખપર(રોહા) હાલે, મુંબઈ.

શ્રી ભીમજીભાઈ રવજી હળપાણી-લુડવા (હાલે ઘાટકોપર), શ્રી માવજીભાઈ રામજી વાગડિયા (ધારેશી) (કોલ્હાપુર), શ્રી વાલજીભાઈ જીવરાજ દિવાણી-લક્ષ્મીપર નેત્રા (સાગર-મ.પ્ર.), શ્રી પ્રેમજીભાઈ શિવગણ રૂડાણી-જીયાપર (મુલુન્ડ), શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુ-દુર્ગાપુર (હાલે ભુજ), શ્રી નારાણભાઈ રામજી પોકાર-રાયણ (હાલે ભુજ), ડૉ. વી. એચ. પટેલ લુડવા (હાલે ભુજ), પ્રો. કે. વી. પાટીદાર-ખેડોઈ (હાલે ભુજ), શ્રી પ્રેમજીભાઈ ખીમજી પોકાર-નાના અંગીયા (બોરીવલી), શ્રી શિવગણભાઈ ગોપાલ વાલાણી-વિથોણ (કોલકત્તા), ચાપાટાંગા, શ્રી છગનભાઈ પ્રેમજી અમૃતિયા-કલ્યાણપર (હાલે ભુજ), શ્રી શામજીભાઈ હરજી સેંઘાણી-મમાયમોરા (બોરીવલી), શ્રી ધનજીભાઈ શિવગણ રૂડાણી-જીયાપર (મુલુન્ડ), શ્રી લખમશીભાઈ લધાભાઈ વાસાણી-દરશડી (ઘાટકોપર), શ્રી હરિભાઈ શિવગણ રૂડાણી-જીયાપર (મુલુન્ડ), શ્રી એલ. વી. પટેલ-લુડવા (ઘાટકોપર), શ્રી પ્રેમજીભાઈ નાનજી ધોળુ-દુર્ગાપુર (હાલે ભુજ), શ્રી વાલજીભાઈ એસ. વાડીયા-દયાપર (જામનગર), શ્રી શાંતિલાલ કરશન ગોરાણી-કલ્યાણપર (થાણા), શ્રી ખેતાભાઈ માવજી લીંબાણી-ખીરસરા-નેત્રા (સુરત), શ્રી જીવરાજભાઈ રત્ના લીંબાણી-કોટડા (જ.) (થાણા), શ્રી ભાણજીભાઈ મનજી રામાણી-બિદડા, શ્રી ઈશ્વરલાલ હરજી પોકાર-નાની ખાખર, શ્રી મણિલાલ હિરજી ભગત-બિદડા, શ્રી ભાણજીભાઈ શિવજી અમૃતિયા-તલવાણા, શ્રી શામજીભાઈ પ્રેમજી ભાવાણી-આણંદસર (મંજલ) હાલે ભુજ, શ્રી ઈશ્વરલાલ માવજી માવાણી-લક્ષ્મીપર-તરા (નાસિક), શ્રી રાજપર પાટીદાર સમાજ-રાજપર, શ્રી રતનશીભાઈ રવજી ધોળુ-લુડવા (ઘાટકોપર), શ્રી દેવજીભાઈ ખીમજી સાંખલા-રસલિયા (ગાંધીધામ), શ્રી કરશનભાઈ મૂળજી પારસિયા પાલનપુર પાટીદાર સમાજના પ્રતિનિધિ-પાલનપુર, નાગલપર પાટીદાર સમાજ વતી અમૃતલાલ જેઠાભાઈ-નાગલપર, ભેરૈયા પાટીદાર સમાજ હ. શ્રી ધનજીભાઈ માધા પારસીયા-ભેરૈયા, મંગળાબેન બાબુલાલ હિરજી ચૌહાણ હ. જિજ્ઞેશકુમાર બાબુલાલ-આણંદસર (ઘાટકોપર) શ્રી દેવજીભાઈ વાલજી ચૌહાણ-આણંદસર (ઘાટકોપર), શ્રી દેવજી શિવગણ સેંઘાણી-દરશડી (ઘાટકોપર), શ્રી ડાહ્યાલાલ કાનજી લીંબાણી-દરશડી,



*તા. ૧૬-૪-૧૯૯૭ ના લાલરામ ભવન ઉદ્‌ઘાટન કરતા દાતાશ્રી તેમજ સમાજના આગેવાનશ્રીઓ*

શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સમાજ નખત્રાણા પશ્ચિમ વિભાગ હ. શ્રી ભગવાનદાસ શામજી, શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સમાજ નખત્રાણા પશ્ચિમ વિભાગ રામજી નાગજી હ. સોમજી રામજી લીંબાણી પરિવાર, શ્રી રતનશી નારાણ ભગત-વિરાણી નાની (હાલે રાજકોટ), નેત્રા પાટીદાર સમાજ હ. લધાભાઈ અરજણ નાકરાણી-નેત્રા શ્રી લખમશી ધનજી વિશ્રામ રામજીયાણી-મદનપુરા-કોડાય, શ્રી શામજી અરજણ ચોપડા હ. જીવરાજભાઈ, કલ્યાણજીભાઈ અને દામજીભાઈ-રાયણ, શ્રી શિવગણભાઈ શામજી રામજીયાણી હ. નારાણભાઈ શિવગણ-રાયણ, શ્રી માવજી હિરજી દડગા પરિવાર-બિદડા, શ્રી કરમશી રતના માકાણી હ. શામજી કરમશી-તલવાણા, શ્રી કાનજી પ્રેમજી ચૌધરી પરિવાર-હરિપરા, શ્રી જેઠાલાલ લાલજી ચોપડા-રાજપર, શ્રી માધવજી પ્રેમજી અમૃતિયા-કલ્યાણપર (હાલે ભુજ), શ્રી હંસરાજ પ્રેમજી પોકાર હ. હીરાલાલ અને ચંદુલાલ-મંગવાણા (હાલે ભુજ), શ્રી અરજણ લાલજી દિવાણી હ. હરિભાઈ થરાવડા (હાલે ભુજ), વિરાણી મોટી પાટીદાર સમાજ હ. નારાણ રામજી નાયાણી-વિરાણી મોટી, ડૉ. પ્રેમજી રામજી ગોગારી-સાંચરા યક્ષ (હાલે ગાંધીધામ), શ્રી રામજી માવજી રામજીયાણી પરિવાર-કરબોઈ (ભુજ), શ્રી શામજી કાનજી રંગાણી-કલ્યાણપર (હાલે ઘાટકોપર), શ્રી નાનજી પ્રેમજી ચૌહાણ હ. લક્ષ્મણભાઈ-ખોંભડી (હાલે દિલ્હી), શ્રી મનજી નારાણ પોકાર-વાલ્કા મોટા (હાલે વડોદરા), શ્રી ખીમજી લખમશી લીંબાણી-નખત્રાણા (કલકત્તા), શ્રી રામજીભાઈ ડાહ્યાભાઈ પારસિયા-મેરાઉ, સ્વ. હરજીભાઈ કાનજી હ. વિશનજીભાઈ માવાણી-દેશલપર (હાલે ઘાટકોપર), શ્રી હીરાલાલા ગોપાલ સાંખલા-રસલીયા (હાલે દિલ્હી), શ્રી કરશનભાઈ મનજી પોકાર-મંગવાણા (હાલે મલાડ).

## સન્માનીય મહાનુભાવોનાં નામો

સંસ્થાના પાયાના પથ્થરોશ્રી હરિભાઈ કરમશી - મોતીસરી કંપા, શ્રી રતનશી ખીમજી - ઘાટકોપર, શ્રી નથુભાઈ નાનજી - નખત્રાણા, શ્રી કરશનભાઈ મુળજી ચોપડા - ખેડબ્રહ્મા, શ્રી પ્રેમજી શિવગણ - મુલુન્ડ, શ્રી મણિલાલ વાલજી - મુંબઈ, શ્રી શામજી જીવરાજ - થાણા, શ્રી શિવગણભાઈ રાજા - મુંબઈ, શ્રી પ્રેમજીભાઈ રામજી અમૃતિયા - કલ્યાણપર, શ્રી કાનજીભાઈ ખીમજી લીંબાણી - આણંદસર, શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા - ભુજ, શ્રી ધનજીભાઈ પૂંજા લીંબાણી - દરશડી, શ્રી દેવજીભાઈ વાલજી ચૌહાણ - આણંદસર.

## રૂપિયા એક લાખથી વધુ દાન આપનાર દાતાઓ

શ્રી લધાભાઈ વિશ્રામ પટેલ - ઘાટકોપર, શ્રી મણિભાઈ પૂંજાભાઈ રામાણી - ભાયખલા, શ્રી મનજી વાલજી સાંખલા પરિવાર - વડાલા, શ્રી સામજી જીવરાજ પટેલ - થાણા, શ્રી છાભૈયા પરિવાર હ. માવજી વસ્તા - વિરાણી મોટી, શ્રી નારાણભાઈ રતનશી પટેલ - ઘાટકોપર, શ્રી રવિલાલ કેશરાભાઈ રામજીયાણી - ઘાટકોપર, શ્રી લાલજીભાઈ ભાણજી પોકાર - પુના, શ્રી વાલજીભાઈ જીવરાજ દિવાણી (સાગર), શ્રી ગોવિંદભાઈ મેઘજી રામજીયાણી - મદનપુરા, શ્રી બાબુભાઈ હિરજી ચૌહાણ - ઘાટકોપર, શ્રી પ્રેમજીભાઈ ખીમજી પોકાર - બોરીવલી, શ્રી હરિભાઈ કાનજી માવાણી - ઘાટકોપર, શ્રી વેલજીભાઈ રામજી જંબુઆણી - મલાડ, શ્રી ખીમજીભાઈ મેઘજી સાંખલા પરિવાર - અમદાવાદ, શ્રી સામજીભાઈ પ્રેમજીભાઈ ભાવાણી - ભુજ, શ્રી દયારામભાઈ પટેલ - નરોડા (અમદાવાદ).

શ્રી પ્રેમજીભાઈ રામજી અમૃતિયા - કલ્યાણપર નખત્રાણા, ડો. વી. એચ. પટેલ - ભુજ, શ્રી શિવદાસભાઈ ગોવિંદભાઈ છાભૈયા - ભુજ, શ્રી નારાણભાઈ રામજીભાઈ પટેલ - ભુજ.

## શ્રી ઉમિયા માતાજી સુવર્ણજયંતી મહોત્સવ
## વિવિધ સમિતિઓ
### તા. ૩-૪-૧૯૯૮ થી ૫-૪-૧૯૯૮

**ફંડસમિતિ** : નારાણભાઈ હીરાભાઈ ધોળુ - નાગલપર, શિવજીભાઈ નારણભાઈ દિવાણી - કલ્યાણપર, હરિભાઈ અબજી - ભૈરૈયા, સામજીભાઈ નાનજીભાઈ ચોપડા - જીયાપર, વેલજીભાઈ પ્રેમજીભાઈ ધોળુ - લુડવા

**રસોડાસમિતિ** : માવજીભાઈ વસ્તાભાઈ દિવાણી - વિરાણી મોટી, શિવગણભાઈ પચાણ ચૌહાણ - આણંદસર, કરમશીભાઈ નાનજીભાઈ ભગત - દેશલપર (વાંઢાય), કરસનભાઈ માધાભાઈ ભગત - કલ્યાણપર, અરજણભાઈ શિવજી માવાણી - દેશલપર (વાંઢાય).

**ઉતારાસમિતિ** : માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા - ભુજ, ડાહ્યાલાલ પચાણ - ભુજ, કાનજીભાઈ રામજી - ભુજ, કાનજીભાઈ રામજી - ભુજ, હીરાભાઈ હંસરાજ - ભુજ, વાલજીભાઈ શામજી - આણંદસર, લાલજીભાઈ અરજણ - આણંદસર.

**પાણી-પુરવઠા સમિતિ** : દેવજીભાઈ અરજણ માવાણી - દેશલપર, બાબુલાલ સામજીભાઈ ચોપડા - જીયાપર, સોમજીભાઈ મેઘજી - વિભાપર, વાલજીભાઈ શામજી - આણંદસર.




*શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ અને અન્ન ક્ષેત્ર ટ્રસ્ટ વાંઢાયના વાર્ષિકોત્સવ પ્રસંગે મંચસ્થ મહાનુભાવો*

**સ્વયંસેવક સમિતિ :** શિવજીભાઈ નાનજીભાઈ કાનાણી - કલ્યાણપર, શંભુલાલ હરિભાઈ ચોપડા - જીયાપર, કેશવલાલ ભીમજીભાઈ ઠાકરાણી - ભડલી, મગનભાઈ કેશરાભાઈ ભીમાણી - કલ્યાણપર, દેવજીભાઈ માવજીભાઈ - પાલનપુર, મંગલભાઈ ગોવિંદભાઈ - રાજપર, નારાણભાઈ કરશનભાઈ છાભૈયા - આણંદસર, સુરેશભાઈ મનજીભાઈ - લુડવા, નવીનભાઈ નાનજીભાઈ - વિભાપર, પ્રેમજી નારાણ-આણંદસર.

**વાહનવ્યવહાર સમિતિ :** નારાણભાઈ ખીમજીભાઈ ચૌહાણ - દુજાપર, રવજીભાઈ વિશ્રામભાઈ - જીયાપર, કાંતિલાલ ભાણજીભાઈ - મમાયમોરા, લખમશીભાઈ સામજીભાઈ - ભેરૈયા.

**મંડપ-લાઈટ-સ્ટેજ ડેકોરેશન સમિતિ :** લાલજીભાઈ હંસરાજભાઈ - નખત્રાણા, દેવજીભાઈ પ્રેમજીભાઈ ભાવાણી - આણંદસર, કાન્તિલાલ ધનજીભાઈ માવાણી - દેશલપર.

**પુછપરછ સમિતિ :** કાનજીભાઈ રામજીભાઈ, ધનજીભાઈ પુંજાભાઈ, વેલજીભાઈ પ્રેમજી, કેશવલાલ ભીમજી.

**ભેટસમિતિ :** રતિલાલભાઈ વિશનજીભાઈ ચૌહાણ - ભુજ, નથુભાઈ કરસનભાઈ રંગાણી - ભુજ, નારાણભાઈ લાલજીભાઈ લીંબાણી - ભુજ, નરસિંહભાઈ કાનજીભાઈ ગોગારી - ભુજ, ભીમજી કરસન, ચંદુલાલ હંસરાજ.

**આયોજન સ્વાગત સમિતિ :** ઉમિયા માતાજી ટ્રસ્ટ અને અન્નક્ષેત્ર ટ્રસ્ટના તમામ હોદેદારો અને ટ્રસ્ટીઓ.

**ભોજન-વ્યવસ્થા સમિતિ :** મણીલાલ વિશ્રામભાઈ પરવાડિયા - ગઢશીશા, કરમશીભાઈ હરદાસભાઈ નાકરાણી - સુખપર રોહા, મણિભાઈ માવજી પોકાર - મંગવાણા, નારાણભાઈ ભાણજીભાઈ દડગા - મમાયમોરા, રવજીભાઈ ગોવિંદભાઈ સેંગાણી - દરશડી.

**શોભાયાત્રા સમિતિ :** કરમશીભાઈ નાનજીભાઈ ભગત - દેશલપર, લાલજીભાઈ કરમશીભાઈ - દેશલપર, દેવજીભાઈ પ્રેમજીભાઈ ભાવાણી - આણંદસર.

**સંકલન-સમિતિ :** જેઠાભાઈ લાલજીભાઈ ચોપડા - ભુજ, કરસનભાઈ પચાણભાઈ ચૌહાણ - ભુજ, માવજીભાઈ કેશરાભાઈ ભગત - ભુજ, હંસરાજભાઈ દેવજીભાઈ ધોળુ - ભુજ, શિવદાસભાઈ ગોવિંદભાઈ છાભૈયા - ભુજ, કે. વી. પાટીદાર ભગત - ભુજ, ડો. એચ. વી. પટેલ - ભુજ, નારાણભાઈ રામજી - ભુજ, છગનભાઈ પ્રેમજી - ભુજ, લધાભાઈ વિશ્રામભાઈ પટેલ.

**યજ્ઞકુંડ સમિતિ :** શિવજીભાઈ વાલજીભાઈ ચૌહાણ - ભુજ, દેવજીભાઈ વાલજીભાઈ ચૌહાણ - આણંદસર, પ્રેમજીભાઈ શિવગણભાઈ - મુંબઈ.

**દર્શન મહિલા સમિતિ :** ભાનુબેન વી. એચ. પટેલ - ભુજ, પાર્વતીબેન માધવજી - ભુજ, રતનબેન માવજી - ભુજ, સુશીલાબેન કે. પાટીદાર - ભુજ, પ્રભાબેન દામજી પટેલ - ભુજ, મણિબેન શિવગણ - ભુજ, પ્રેમીલાબેન ગોવિંદ, લીલાબેન પુરૂષોત્તમ, કુંવરબેન લાલજી, વાલીબેન મગન.




*ઈ.સ. ૧૯૯૭ ઉમિયા માતાજી સુવર્ણજયંતી નિમિત્તે યોજાયેલ સામાજીક કાર્યકર મિલન*

# શ્રી ઉમિયા માતાજી મંદિરનો શિલાન્યાસ-સમારોહ




*શિલાન્યાસ સમારોહમાં દિપ પ્રાગટ્ય કરતા ઊંઝા ઉમિયા માતાજી સંસ્થાના પ્રમુખશ્રી કેશવલાલ શેઠ, સંસ્થાના પ્રમુખશ્રી હંસરાજભાઈ તથા કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી વાલજીભાઈ વાડીયા*

શ્રી ઉમિયા માતાજી મંદિરનો શિલાન્યાસ-સમારોહ વાંઢાય ખાતે ૧૨-૧૩ ફેબ્રુઆરી, ૨૦૦૬ના દબદબાભેર યોજાઈ ગયો. માતાજીના હવનથી મહોત્સવનો પ્રારંભ થયો હતો, જેમાં કચ્છનાં ૬૦ ગામોના પ્રતિનિધિઓએ ઉત્સાહભેર ભાગ લીધો હતો.

કચ્છના જુદાં જુદાં ગામોમાંથી નીકળેલા ૨૦૦ જેટલા પદયાત્રીઓ તા. ૧૨-૦૨-૨૦૦૬ના સવારે મા ઉમિયાના આંગણે આવી પહોંચતા ઉમિયા માતાજી ટ્રસ્ટના હોદ્દેદારો અને આગેવાનોએ વાજતેગાજતે પદયાત્રીઓનાં સ્વાગત સામૈયાં કર્યાં હતાં. ઢોલ અને શરણાઈના સુરના સથવારે કળશધારી બહેનોએ પદયાત્રીઓને આવકાર્યા હતા.

બપોર બાદ યોજાયેલી વિશેષ સભામાં ઉમિયા માતાજી ટ્રસ્ટના મંત્રીશ્રી શિવજીભાઈ કાનાણીએ સૌને આવકાર્યા હતા અને સંસ્થાના પ્રમુખ શ્રી હંસરાજભાઈ ધોળુએ પ્રસંગ-પરિચય કરાવતાં જણાવ્યું હતું કે, વાંઢાય ભૂમિના સંતશ્રી લાલરામજી મહારાજ અને તેમના શિષ્ય ઓધવરામજી મહારાજે ઘણી બધી તકલીફો વેઠીને પાટીદાર જ્ઞાતિમાં ધર્મ-જાગૃતિનું કાર્ય કર્યું હતું અને જ્ઞાતિ ઉમિયા માના નેજા નીચે સંગઠિત રહે એ શુભ ભાવનાથી આ ધરા પર જ્ઞાતિના આગેવાનોને મા ઉમિયાનું મંદિર બાંધવાની પ્રેરણા આપી અને ૬૨ વર્ષ અગાઉ અહીં મંદિર બંધાયું, એને કારણે જ પાટીદાર સમાજ આજે ઊજળો છે અને બધાં ક્ષેત્રે હરણફાળ પ્રગતિ કરી છે.

ઉમા દર્પણના તંત્રી શ્રી રતિલાલ પટેલે જીવનમાં ધર્મનું મહત્ત્વ સમજાવતાં જણાવ્યું હતું કે ધર્મ માત્ર મંદિરો અને તીર્થસ્થાનો પૂરતો મર્યાદિત નથી. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ધર્મ અને નીતિમત્તાની નિતાંત આવશ્યકતા છે. તેમણે ધર્મ-જાગૃતિનું કાર્ય કરતા આર્ષ વિદ્યામંદિર, રાજકોટના વિદ્વાન સ્વામી પરમાત્માનંદ સરસ્વતીનો પરિચય આપ્યો હતો.

સ્વામીજીએ તેમના મનનીય પ્રવચનમાં કર્મ અને પ્રારબ્ધનો સંબંધ સમજાવતા જણાવ્યું હતું કે માણસ પોતે જ પોતાનો ભાગ્યવિધાતા છે. માણસનું આજનું કર્મ તેનું આવતી કાલનું પ્રારબ્ધ બને છે. સ્વામીજીએ મળેલી શક્તિ અને સંપત્તિનો થોડો ભાગ ધર્મકાર્યમાં વાપરવો જ જોઈએ, એવી હૃદયસ્પર્શી અપીલ પણ કરી હતી.

યજ્ઞના આચાર્ય શ્રી હંસરાજભાઈ જોશીએ શિલાન્યાસનું મહત્ત્વ સમજાવ્યું હતું. ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાનાં અગ્રણી શ્રી વિક્રમભાઈ પટેલે તેમજ અ.ભા.ક.ક.પા. સમાજનાં ટ્રસ્ટી શ્રી ખીમજીભાઈ લીંબાણીએ પ્રાસંગિક વક્તવ્ય આપ્યું હતું.

ત્યાર પછી શિલાન્યાસના દાતાઓના ચડાવા (ઉછામણી) લેવામાં આવતાં દેવજીભાઈ રામજી ભાવાણી પરિવારે (સુરત-રસલીયા) આધારશિલાનો મુખ્ય ચડાવો લીધો હતો. તેમજ અન્ય આઠ શિલાઓના ચડાવા પણ આ પ્રસંગે કરવામાં આવ્યા હતા. સંસ્થાના ઉપપ્રમુખ શ્રી બાબુભાઈ હીરજી ચૌહાણે દાતાઓને અભિનંદન આપ્યા હતા અને આભાર માન્યો હતો.

તા. ૧૩-૦૨-૨૦૦૬ના સવારે સંતો અને સમાજના આગેવાનોની ઉપસ્થિતિમાં ભક્તિભાવભર્યા વાતાવરણમાં ઉમિયા માતાજી મંદિરનો દાતાના હસ્તે શિલાન્યાસવિધિ કરવામાં આવ્યો હતો. સંસ્થાના પટાંગણમાં યોજાયેલા શિલાન્યાસ-સમારોહમાં સંસ્થાના માજી પ્રમુખો સર્વ શ્રી જેઠાભાઈ ચોપડા, શિવદાસભાઈ પટેલ, નારણભાઈ પોકાર તેમજ આગેવાન શ્રી ધનજીભાઈ લીંબાણી તેમજ અન્ય હોદ્દેદારોએ સંતો અને અતિથિઓનાં સ્વાગત સન્માન કર્યા હતા. ત્યાર બાદ સમારોહમાં શિલાન્યાસના દાતાઓ અને ભોજનના દાતાઓનાં સંતો અને આગેવાનોના હસ્તે સન્માન કરવામાં આવ્યાં હતાં.

ઉમિયા માતાજી ટ્રસ્ટના માજી પ્રમુખ શ્રી નારણભાઈ રામજી પોકારે સંસ્થાની સ્થાપનાથી આજ સુધીની

વિકાસયાત્રાનો ચિતાર આપ્યો હતો અને હાલમાં સંસ્થા દ્વારા કરવામાં આવતી પ્રવૃત્તિઓની માહિતી આપી હતી.

આ પ્રસંગના અતિથિવિશેષ અને ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના પ્રમુખ શ્રી કેશવલાલભાઈ વી. શેઠ, તેમજ ઉમિયા માતાજી મંદિર સિદસરના પ્રમુખ તેમજ જાણીતા ઉદ્યોગપતિ શ્રી ઓધવજીભાઈ આર. પટેલે દાતાઓની દિલેરીને બિરદાવી હતી. આ પ્રસંગે કાર્યક્રમનાં અતિથિવિશેષ અને કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી વાલજીભાઈ વાડીયાએ જણાવ્યું હતું કે પાટીદાર સમાજના ઊજળા કુળમાં લાંછન લાગે એવું કોઈ કામ મા ઉમિયાનાં દીકરાએ કરવું જોઈએ નહિ.

સંતશ્રી હરિદાસજી મહારાજે (હરિદ્વાર) જગતજનની મા ઉમિયામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને માની ઉપાસના કરતાં રહેવું જોઈએ એવી શીખ આપી હતી. સંતશ્રી કરસનદાસજી મહારાજે (વાંઢાય) સંતોના જીવનમાંથી પ્રેરણા લેવા અને તેમણે બતાવેલા રાહ પર ચાલવા જણાવ્યું હતું.

સંતશ્રી શાન્તિદાસજી મહારાજે (વિરાણી મોટી) ધર્મના ચાર પાયા સત્ય, દયા, તપ અને દાનનું જીવનમાં આચરણ કરવું જોઈએ તે વાત પર ભાર મૂક્યો હતો.

સ્વામીશ્રી પરમાત્માનંદ સરસ્વતી (રાજકોટ) એ જણાવ્યું હતું કે જીવનમાં સફળ થવા અને વિજયી બનવા માણસે પુરુષાર્થ કરવો જ જોઈએ પરંતુ ઈશ્વરની કૃપા વિના સફળતા મળતી નથી એ વાત ભૂલવી જોઈએ નહિ. વધુમાં તેમણે જણાવ્યું હતું કે જીવનમાં લક્ષ્મણરેખારૂપી મર્યાદાનું ઉલ્લંઘન ન થાય તો રામાયણ જ ઊભી ન થાય. કાર્યક્રમનાં અતિથિવિશેષ શ્રી નરોત્તમભાઈ પટેલે સુરતમાં યોજાયેલા કાર્યક્રમનો ઉલ્લેખ કરીને સમાજમાં વધતી જતી ભ્રૂણહત્યાને અટકાવવા સૌએ નિર્ધાર કરવો જોઈએ તેમ જણાવ્યું હતું.

સૌરાષ્ટ્રના સામાજિક અગ્રણી શ્રી જયરામભાઈ વાસજાળિયાએ આંકડાઓ આપીને કહ્યું હતું કે પાટીદાર સમાજ પણ સ્ત્રી / ભ્રૂણ હત્યાને કારણે દીકરા-દીકરીઓની સંખ્યાની ખાઈ પહોળી થતી જાય છે. તે ભવિષ્યમાં સમાજમાં ઘણી સમસ્યાઓ સર્જી શકે છે. જ્ઞાતિટ્રસ્ટ ફંડ મુંબઈના ચેરમેન અને ભોજનના મુખ્ય દાતા શ્રી રવજીભાઈ રામજી ચોપડાએ મંદિરનિર્માણના કાર્યમાં સંપૂર્ણ સહયોગ આપવાની ખાતરી આપી હતી.

સમારંભ-અધ્યક્ષ અને ઉમિયા માતાજી ટ્રસ્ટનાં પ્રમુખ શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુએ જણાવ્યું હતું કે જેમને ઘેર વધુ



*શિલાન્યાસ વિધિમાં ઉપસ્થિત સંતો હરિદાસજી મહારાજ, કરસનદાસજી તથા સ્વામી પરમાત્માનંદ સરસ્વતી સાથે અગ્રણીઓ*

દીકરીઓ હોય તેઓ દુઃખી હોય એવું માનવાને કોઈ કારણ નથી એટલે સમાજની સમતુલા જાળવવી હોય તો સ્ત્રી/ભ્રૂણહત્યા અટકાવવાનો સંકલ્પ કરવો પડશે. વધુમાં તેમણે જણાવ્યું હતું કે નવનિર્માણ થનાર માતાજીના મંદિરમાં નાનામાં નાના માણસનું પણ દાન સ્વીકારવામાં આવશે. જ્ઞાતિજનોને આ ધર્મકાર્યમાં યત્કિંચિત યોગદાન આપવા અનુરોધ કર્યો હતો. સંસ્થાના સહમંત્રી ડો. પ્રેમજીભાઈ ધોઘારીએ આભારદર્શન કર્યું હતું અને કાર્યક્રમનું સંચાલન સહમંત્રી પ્રો. કે. વી. પાટીદારે કર્યું હતું.

તા. ૧૨-૨-૨૦૦૬ના રાત્રે ગુજરાતનાં જાણીતા કલાકારો દમયંતી બરડાઈ, બિહારી હેમુ ગઢવી, જીતુભાઈ દ્વારકાવાળા તેમજ અન્ય કલાકારોએ લોકડાયરો અને સંતવાણી પ્રસ્તુત કરી સૌની દાદ મેળવી હતી.

લોકડાયરાના સૌજન્ય દાતાશ્રી બાબુભાઈ ચૌહાણ (મુંબઈ), શ્રી એલ. વી. પટેલ (મુંબઈ), શ્રી હીરાલાલ સેંઘાણી (મુંબઈ) અને શ્રી વાલજીભાઈ દિવાણી (સાગર) એ દીપ પ્રાગટ્ય કરી કાર્યક્રમનો શુભારંભ કર્યો હતો.

આ કાર્યક્રમમાં સવા લાખ રૂપિયાની ઘોળ થઈ હતી. જે માતાજીના મંદિરનિર્માણના ફંડમાં અર્પણ કરવામાં આવ્યા હતા. ટ્રસ્ટી શ્રી વિશનજીભાઈ હરજી માવાણી અને અન્ય કાર્યકરોએ વ્યવસ્થા સંભાળી હતી. આસપાસનાં ગામોના મોટી સંખ્યામાં ભાવિકજનોએ આ કાર્યક્રમનો આનંદ માણ્યો હતો.

શિલાન્યાસ-સમારોહમાં બન્ને દિવસોએ સભામાં દાન માટેની અપીલ કરતાં દાનનો પ્રવાહ વહેવા લાગ્યો હતો. આ સભામાં ઉપસ્થિત ભાઈ-બહેનોએ પોતાની શક્તિ મુજબ ઉદારતાથી દાન આપ્યું હતું. શિલાન્યાસના ચડાવાના રૂ. ૩૨ લાખ થયા હતા, જ્યારે સભામાંથી નોંધાયેલ દાનની રકમ રૂ. ૫૮ લાખ થઈ હતી.



શિલાન્યાસ વિધિ કરાવતા દાતા પરિવાર

બન્ને દિવસોએ કચ્છનાં ગામેગામથી બારેક હજાર ભાઈ-બહેનો પોતપોતાનાં વાહનો લઈને કાર્યક્રમમાં ભાગ લેવા આવી પહોંચ્યાં હતાં. સંસ્થાના પટાંગણમાં ઉત્સવ જેવો માહોલ સર્જાયો હતો. સંસ્થાના મંત્રી શ્રી શિવજીભાઈ કાનાણી, ખજાનચી શ્રી ગંગારામભાઈ ચૌહાણના માર્ગદર્શન હેઠળ વિવિધ સમિતિઓમાં સર્વશ્રી માધવજીભાઈ અમૃતિયા (ભુજ), માવજીભાઈ વસ્તા (વિરાણી મોટી), શિવગણભાઈ ચૌહાણ (આણંદસર), વલ્લભભાઈ (ગઢશીશા), જયેશભાઈ છાભૈયા (ભુજ), કરમશીભાઈ પારસીયા (ભુજ), નથુભાઈ (ભુજ), હરેશભાઈ (દેશલપર), મગનભાઈ (કલ્યાણપર), બાબુભાઈ (જીયાપર), નવીનભાઈ (વિભાપર), વસંતભાઈ ચોપડા, ભાનુબેન (ભુજ), ધનજીભાઈ (ખાખર), મહેશભાઈ (દેશલપર), ભીમજીભાઈ (કલ્યાણપર), નવીનભાઈ (જીયાપર), લીલાબેન (દેશલપર), કરશનભાઈ (દેશલપર), સ્વયંસેવકો તેમજ સંસ્થાના કર્મચારીગણે કાર્યક્રમને સફળ બનાવવા પોતાની સેવાઓ આપી હતી.

## શિલાન્યાસના દાતાઓ

| રકમ | દાતાનું નામ | ગામ | હાલે |
|---|---|---|---|
| | ભૂમિદાન | | |
| | માતૃશ્રી જીકોરબા મમુંજી ખાનજી, હ. સુપુત્રો | વાઢાંચ | |
| | શિલાન્યાસના મુખ્ય દાતા | | |
| ૧૨,૫૧,૦૦૦ | સ્વ. માતૃશ્રી હીરુબેન રામજીભાઈ ખીમજીભાઈ ભાવાણી સતરાવાળા (રસલીયા-સુરત) ના સ્મરણાર્થે. હસ્તે પુત્રો : પરબતભાઈ, સ્વ. ભીમજીભાઈ, કરસનભાઈ, સ્વ. ખેતાભાઈ, દેવજીભાઈ, વિશ્રામભાઈ, સતારાવાળા પરિવાર | રસલિયા | સૂરત |
| | શિલાન્યાસના સહયોગી દાતાઓ | | |
| • ૩,૨૫,૦૦૦ | શ્રી બાબુભાઈ હિરજી ચૌહાણ | આણંદસર | મુંબઈ |
| • ૨,૫૧,૦૦૦ | માતૃશ્રી લક્ષ્મીબેન નાનજી માવજી રામજીયાણી હસ્તે - સુપુત્રો છગનલાલ નાનજી, પૌત્ર - રજનીકાંત | કુરબઈ | મુંબઈ |
| • ૨,૫૧,૦૦૦ | કાંતાબેન કેશરા રામજીયાણી પરિવાર હસ્તે : મણીબેન રવિલાલ, મોંઘીબેન રતિલાલ, ધનવંતીબેન હરિલાલ, જયાબેન હિરાલાલ | દેશલપર | મુંબઈ |
| • ૨,૫૧,૦૦૦ | શ્રી દેવજીભાઈ નાનજી ધોળુ | દુર્ગાપુર | ભુજ |
| • ૨,૫૧,૦૦૦ | સ્વ. નારાણભાઈ નથુ નાકરાણી હસ્તે સુપુત્રો : દેવસીભાઈ, સામજીભાઈ, રતનશીભાઈ | રત્નાપર | મુંબઈ |
| • ૨,૫૧,૦૦૦ | સ્વ. શ્રી શિવદાસભાઈ કાનજી રામાણી પરિવાર હસ્તે સુપુત્રો : હરજીભાઈ, ગંગારામભાઈ | દેશલપર | ભુજ |
| • ૨,૦૦,૦૦૦ | શામજીભાઈ ખીમજી ગોરાણી | ખેડોઈ | સુરત |
| • ૨,૦૦,૦૦૦ | સ્વ. મનજી હરજી તથા સ્વ. માતૃશ્રી હીરબાઈ મનજી પોકાર હસ્તે સુપુત્રો : ચંદુલાલ તથા વિઠ્ઠલદાસ | સાંચરા | મોરબી |
| • ૧,૦૦,૦૦૦ | શિલાન્યાસ પ્રસંગના ભોજનના દાતા રામજીભાઈ ગોપાલ ચોપડા પરિવાર હસ્તે : રવજીભાઈ રામજી | રત્નાપર | મુંબઈ |

# ઉમાપતિ મહાદેવ મંદિરનો શિલાન્યાસ




*ઉમાપતિ મહાદેવ મંદિરના શિલાન્યાસ પ્રસંગે ઉપસ્થિત મંચસ્થ સંતશ્રીઓ તેમજ સંસ્થાના પ્રમુખશ્રી*

શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, વાંઢાય ખાતે તા. ૧૧-૧૧-૨૦૦૯ ના યોજાયેલા ઉમાપતિ મહાદેવ મંદિરના શિલાન્યાસ પ્રસંગે યોજાયેલી સભામાં રવિભાણ આશ્રમ વિરાણી મોટીના મહંત શ્રી શાંતિદાસજી મહારાજે તેમના પ્રવચનમાં જણાવ્યું હતું કે, આજના વિજ્ઞાન યુગમાં શિક્ષણ વગર ચાલશે નહિ. એટલે માતા-પિતાએ બાળકોને ઉચ્ચ શિક્ષણ અપાવવું જોઈએ પણ તેની સાથે સાથે તેમને સંસ્કારોની દીક્ષા પણ આપવી જોઈએ, જે તેને જીવનપર્યંત ઉપયોગી બની રહેશે.

કચ્છી લાલરામેશ્વર આશ્રમ હરિદ્વારના મહંત શ્રી હરિદાસજી મહારાજે શ્રેય અને પ્રેય બન્નેની માનવજીવનમાં આવશ્યકતા છે એમ સમજાવી જીવનમાં ભૌક્તિકતા અને અધ્યાત્મનો સમન્વય કરવા પર ભાર મૂક્યો હતો.

તેમણે સંત શ્રી ઓધવરામજી અને અન્ય સંતોએ આ સ્થાને પ્રગટાવેલી સનાતન ધર્મની જ્યોતને ઊજાગર કરવા ભારપૂર્વક જણાવ્યું હતુ.

ઈશ્વર આશ્રમ, વાંઢાયના મહંત શ્રી કરસનદાસજી મહારાજે જણાવ્યું હતું કે, જો સમાજમાં સંપ, સંગઠન અને શુભ ભાવના હોય તો હાથમાં લીધેલા બધા કાર્યો પરિપૂર્ણ થાય છે અને ઈશ્વર તેને સહાય કરે છે. તેમણે પાટીદાર સમાજની સંઘભાવના અને દાતાઓની દિલેરીને બિરદાવી હતી.

શ્રી ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટના પ્રમુખ શ્રી રવિલાલભાઈ કેસરા રામજીયાણીએ જણાવ્યું હતું કે, માતાજીના મંદિરની જેમ જ આ શિવ મંદિર પણ ઊંચી જાતના પથ્થરમાંથી કંડારીને બાંધવામાં આવશે. તેમણે આ કાર્યમાં ઉદારતાથી દાન આપનાર દાતાઓને ધન્યવાદ આપ્યા હતા.

આભારવિધિ સંસ્થાના સહમંત્રી પ્રો. કે. વી. પાટીદારે કરી હતી અને સંચાલન મંત્રી શ્રી જયેશભાઈ છાભૈયાએ કર્યું હતું.

સવારે દાતાઓના હસ્તે શિવમંદિરનો શાસ્ત્રોક્તવિધિથી શિલાન્યાસ કરાયો હતો. આચાર્યપદે હંસરાજભાઈ મંગલદાસ જોશી રહ્યા હતા.

તા. ૧૦-૧૧-૨૦૦૯ ના બપોર બાદ યોજાયેલી સભામાં શિલાન્યાસના દાતાઓની ઉછામણી કરવામાં આવી હતી, જેનો દોર ટ્રસ્ટના પૂર્વ પ્રમુખ શ્રી નારણભાઈ રામજી પોકારે સંભાળ્યો હતો.

આ ઉછામણીમાં શિલાન્યાસના મુખ્ય દાતા તરીકે સર્વશ્રી મંગળાબેન બાબુલાલ હીરજી ચૌહાણ (આણંદસર-મુંબઈ) હસ્તે જિજ્ઞેશ બાબુલાલ ચૌહાણ તેમજ જસુબેન હરજીભાઈ માવાણી (દેશલપર-મુંબઈ) હસ્તે વિશનજીભાઈ અને પ્રકાશભાઈ માવાણી રહ્યા હતા.



*ઉમાપતિ મહાદેવ મંદિરનો શિલાન્યાસ વિધિ કરાવતા દાતા પરિવાર તેમજ સંતશ્રીઓ અને આગેવાનો*

જ્યારે સહયોગી દાતાઓમાં સર્વશ્રી કાંતાબેન કેસરા રામજીયાણી (દેશલપર-મુંબઈ) હસ્તે રવિભાઈ, રતિભાઈ હરિભાઈ, હીરાભાઈ કેસરા રામજીયાણી, લાલબાઈ રામજીભાઈ પચાણ ઘોઘારી (સાંચરા-ગાંધીધામ) હસ્તે ડો. પ્રેમજીભાઈ રામજી ઘોઘારી, નથુરામભાઈ લખમશી ચોપડા (જીયાપર) હસ્તે વસંતભાઈ નથુરામ ચોપડા, શિવગણભાઈ પચાણ ચૌહાણ (આણંદસર-ભુજ) હસ્તે ગંગારામભાઈ અને નવીનભાઈ તથા શિવગણભાઈ પ્રેમજી માવાણી (ખીરસરા-ભુજ) હસ્તે લક્ષ્મણભાઈ, મનજીભાઈ ગોવિંદભાઈ છાભૈયા (દરશડી-મુંબઈ), લીલાવતીબેન રેવાલાલ પાટીદાર (ખેડોઈ-મુંદરા) હસ્તે જિજ્ઞેશ અને પ્રણવ, રતનશીભાઈ વિશ્રામ રામજીયાણી (મદનપુરા-મુંબઈ), કમળાબેન દિનેશભાઈ દેવજી ચૌહાણ (આણંદસર-મુંબઈ) હસ્તે ભરત અને મનોજ રહ્યા હતા.

આ સમારોહમાં ઉમિયા માતાજી ટ્રસ્ટના હોદ્દેદારો, ટ્રસ્ટીઓ અને મુરબ્બી આગેવાનો સર્વશ્રી ધનજીભાઈ લીંબાણી, સામજીભાઈ સેંઘાણી, બાબુભાઈ ચૌહાણ, ધનજીભાઈ રૂડાણી, લધાભાઈ પોકાર, શિવદાસભાઈ છાભૈયા, લખમશીભાઈ વાસાણી, પૂર્વ પ્રમુખ હંસરાજભાઈ ધોળુ, અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજના પ્રમુખ શ્રી જેઠાભાઈ ચોપડા, અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના સુવર્ણ જયંતિ આયોજન સમિતિના ચેરમેન શ્રી ગંગારામભાઈ સાંખલા, મંત્રી શ્રી મોહનભાઈ ધોળું, ટ્રસ્ટી શ્રી દેવજીભાઈ લીંબાણી, વાલજીભાઈ દિવાણી, ગંગારામભાઈ રામાણી, હિમતભાઈ ખેતાણી, ઉમા દર્પણના તંત્રી શ્રી રતિલાલ પટેલ, પાટીદાર સંદેશના તંત્રી શ્રી કરમશીભાઈ પટેલ વગેરે ઉપસ્થિત રહ્યા હતા.

મંત્રી શ્રી બાબુભાઈ ચોપડા, ડો. પ્રેમજીભાઈ ઘોઘારી, ટ્રસ્ટી શ્રી શિવજીભાઈ કાનાણી, માવજીભાઈ વસ્તા, શિવગણભાઈ ચૌહાણ, ખજાનચી શ્રી ગંગારામભાઈ ચૌહાણે વ્યવસ્થા સંભાળી હતી.

## ઉમિયા વંદું હું વારંવાર

ઢાળ : ભેડિયો ઓઢ્યો ખોડલ માત

ઉમિયા વંદું વારંવાર
હો ઊંઝાવાળી, હો વાંઢાયવાળી
હો સિદસરવાળી....
કરજે તું બેડો પાર

શુભ સૌનું કરનાર, દુઃખ સૌનું હરનાર
કૃપા સૌ પર કરનાર કલ્યાણી
અસુરોને હણનાર, સૌનું રક્ષણ કરનાર
જગજગની તું માતા ભવાની
માડી ભક્તોની કરજે વહાર
હો ઊંઝાવાળી....

નોંધારાનો આધાર, સૌની તું તારણહાર
તું શાંતિ દેનાર શંભુરાણી
તારો દિવ્ય અવતાર, તને વંદે નરનાર
સૌ હૈયામાં ભક્તિભાવ આણી
માત કરજે તું સૌની સહાય
હો ઊંઝાવાળી....

હું તો નાનેરો બાળ, માત લેજે સંભાળ
પ્રેમ રાખીને ગોદમાં લેજે
જન્મોજન્મથી ઝંખું છું મળવાને
દયા રાખીને દર્શન તું દેજે
તું તો જગદંબા છો સાક્ષાત
હો ઊંઝાવાળી....

શ્રદ્ધાના શ્રીફળ લઈ આવે રે સૌ કોઈ
તારે મંદિરીયે માતા
પ્રેમનો પ્રસાદ લઈ પાવન થાય છે સૌ
હૈયા સૌના હરખાતા
દ્વારે ઊભા કડવા પાટીદાર
ઓ ઊંઝાવાળી, ઓ વાંઢાયવાળી
ઓ સિદસરવાળી, કરજે તું બેડો પાર
ઉમિયા વંદું વારંવાર....

- રતિલાલ મ. પટેલ

# શ્રી ઉમિયા માતાજી મંદિર વાંઢાયનો ઈતિહાસ



જુનુ મંદિર

સંતોની તપોભૂમિ વાંઢાય તીર્થમાં મા ઉમિયાનું મંદિરનું નિર્માણ ક્યા સંજોગોમાં થયું અને તેમાં કોનું કોનું વિશેષ યોગદાન હતું. આ મંદિરનો પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ કેવો ભક્તિભાવપૂર્વક અને જાજરમાન રીતે ઉજવાયો તેમાં કોની ઉપસ્થિતિ હતી આ બધી અલભ્ય ઐતિહાસિક માહિતી ''શ્રી કડવા પાટીદાર કુળ વર્ધિની ઉમિયાજી માતાના નૂતન મંદિરનો ટુંક અહેવાલ''માંથી ઉપલબ્ધ થઈ છે. ઉમિયા માતાજી પ્રાણ પ્રતિષ્ઠાના પાવન પ્રસંગને નજરે નિહાળનાર શ્રી દેવશીભાઈ રામજી ગોગારી, ગ્વાલીયર સ્ટેટ પોસ્ટ સેરાઈ જીલ્લો ગુના મુ. ચકખીરીઆ દ્વારા આ અહેવાલ સંતશ્રી દયાલદાસજીની આજ્ઞાથી વિક્રમ સંવત ૨૦૦૧ મહા સુદ પુર્ણિમાના રોજ તૈયાર કરવામાં આવ્યો હતો. જેને પાછળથી પુસ્તિકા રૂપે પ્રકાશિત કરવામાં આવ્યો છે. આ ઐતિહાસિક ઘટનાની દુર્લભ માહિતી સચવાયેલી રહે એ ઉદ્દેશથી શ્રી દેવશીભાઈ રામજી ગોગારી લિખીત અહેવાલ પુસ્તિકાને શબ્દશ અહીં પ્રકાશિત કરી છે.

### શ્રી ઉમા સ્તવન

''શ્રી ઉમા શરણમસ્તુ જન્માંતરેષ્વપિ''
''કડવા કુલવર્ધિની શ્રી ઉમા વિજયતેતરામ્''
''ચામ્બા ખડગ ત્રિશુલ બાણ નિવહં દિવ્યૈર્ભુજે ષડ્ભુજા''
''દુષ્ટોનાં ભયસૂચકં, સુરદ્વિષો મુંડ વહત્યનંદા''
''ભક્તાનામ ભયંકરી સુખરી ત્રેલોક્ય તાપાપહા''
''સા દેવી વૃષ વાહના સુફલદા નિશ્રેય સાચા સ્તુવઃ''
''કડવાક્ષેત્રિ ત્રાણાર્થ પ્રાદુર્ભુતાં ઉમાપુરે''
''ઉમિયા મિશ્વરી ભક્ત્યા પ્રણયામી મૂર્હુ મુહુઃ''

### ગુજરાત વાસી સનાતન ભાઈઓની માતાજી પત્યેની પૂજ્ય ભાવના :

સંવત ૨૦૦૦ના કારતક વદી ૧૪ ના દિવસે ''શ્રી વિજય મંડળ''ના અનુયાયી ભાઈઓ એક જનરલ સભારૂપે માલપુર તાંબાના રામપુરા કંપામાં શ્રીમાન હંસરાજભાઈ નારાયણભાઈ પોકારના અધ્યક્ષપણા નીચે એકત્ર થયા, જેમાં સુધારક ભાઈઓએ હાજરી આપી સનાતનધર્મના આદેશ પૂરતા યથાઘટિત ઠરાવો નક્કી કર્યા. સમાજના ઘણા ભાઈઓએ તેમજ ઈશ્વરનગર ઉર્ધ્વ આશ્રમ તરફથી સાધુ દયાળદાસજી એ અનેક ધાર્મિક પ્રવચનો આપી સનાતની તરીકેની ફરજોનું દિગ્દર્શન કરાવ્યું. ત્યાર પછી ટૂંક સમયમાં જ એટલે કે આઠ દિવસ બાદ આંબલીઆરા તાબેના બોરડી ટીંબા મુકામે વળી, પાછું સનાતન ભાઈઓનું એક જાહેર સંમેલન ભરાયું, તેમાં અનેક ધાર્મિક તેમજ સામાજિક બાબતો ચર્ચવામાં આવી.

આવા જાગૃતિકાળના સુઅવસરને જોઈ મોતીસરીકંપા નિવાસી શ્રીમાન હરિભાઈ કરમશીભાઈના ભક્તિભર્યા હૃદયને ઓળખી શ્રી ઉમિયાજી માતાજીએ તેમના ભાવભીના મનમંદિરમાં અલૌકિક પ્રેરણા કરી. જેના અખંડ ઉમળકા વડે તેઓ શ્રીમાને શ્રી ઉમિયાજી માતાના મંદિરની સ્થાપના થવાની શુભ ઈચ્છા દર્શાવતાંની સાથે સાથે તે પૂજ્ય ભાવનાના પ્રકાશ રૂપે રૂપિયા એક હજારને એક અર્પવાનું મંગળાચરણ કર્યું. માતાજી પ્રત્યેના આ પૂજ્ય પ્રસ્તાવને સહર્ષ વધાવી લેતાં સમાજના શુભેચ્છક બંધુઓએ તે પ્રસંગને એક અનુપમ કર્તવ્ય રૂપે અપનાવ્યો, અને બોરડી ટીંબા નિવાસી ભાઈઓ સમસ્ત તરફથી રૂ. ૧૦૧ તેમજ માધવકંપા નિવાસી શ્રીમાન મુરબી વાલજીભાઈ ભાણજીભાઈ વાડિયા તરફથી રૂ. ૧૫૧ તથા અન્ય કંપાઓમાંથી આવેલ ભાઈઓએ મળી તે જ સ્થળે કુલ રૂ. ૧૪૮૯ એકત્ર કર્યા.

પારમાર્થિક અને ધાર્મિક પ્રવૃત્તિઓનો મૂળ આધાર આવા ભાવિકજનોના સહર્ષ અનુશીલન ઉપર રહેલો હોય છે. હંમેશાં દેવી સંપત્તિનો ઉપયોગ દેવાર્થે જ કરતા રહેવું એ મનુષ્યતાનું ચિન્હ છે. તે સિવાય તો -

દાનં ભોમો નાશસ્તિસ્ત્રે ગતયો ભવતિ વિતસ્ય ।
યોન દદાતિ ન ભુક્તાં તસ્ય તૃતિયા ગતિ ર્ભવતિ ॥ ૪૧ ॥
ભર્તુહરિ નિતિશતક

''ધનની ત્રણ ગતિ હોય છે : દાન, ભોગ અને નાશ. જેણે ધન દાનમાં ખર્ચ્યું નહિ, ભોગમાં વ્યય કર્યો નહિ, તેવા ધનની ત્રીજી ગતિનો નાશ નિશ્ચય થાય છે.''

શ્રી માતાજીની કૃપાદ્રષ્ટિ વડે શ્રીમાન હરિભાઈએ પ્રફુલ્લિત થઈને સ્થળ વિચાર કરતાં જણાવ્યું કે, આપણા કેન્દ્ર

સ્થાન અને જન્મસ્થાન કચ્છ દેશમાં આવેલ પવિત્ર ભૂમિ ઉદ્ધવ આશ્રમ - ઈશ્વરનગરમાં પ્રતિષ્ઠાસ્થાન રહેવું જોઈએ. તેમના આ વિચારોનું સમર્થન સભાના કેટલાંક ભાઈઓએ પૂરતી રીતે કર્યું. ઉપરાંત આ કાર્યની રચનાત્મક પદ્ધતિનો ઉલ્લેખ ચર્ચવામાં આવતાં સભામાં બિરાજેલા પૂજ્ય દયાળદાસજી ગુરુ ઉદ્ધવ રામજીને તેની કાર્યદક્ષતાનો ભાર વિનીત કરવામાં આવ્યો. મહારાજશ્રીએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો.

આ સ્થળે શ્રીમાન હરિભાઈ કરમશીભાઈનો ટૂંક પરિચય જણાવવાનું અસ્થાને નહિ જ ગણાય, કારણ કે સમાજમાં આવા ધર્મજ્ઞ પુરુષોના જીવનનો કેટલોક અંશ આદર્શ નાગરિકતાનાં સૂત્રો શીખવતો થાય છે.

### શ્રીમાન હરિભાઈ કરમશીનો ટૂંક પરિચય.

શ્રીયુત હરિભાઈ કચ્છ તાબાના ગામ શ્રી મથલના રહેવાસી છે. તેઓએ પોતાના જન્મકાળથી લઈને આજ દિવસ પર્યંત અનેક વહેવારી બાબતોની જીવન-સમસ્યાઓને એકધારી વિશાળતા વડે સચોટ રીતે ઉકેલી પોતાના વ્યક્તિગત તેમજ સામાજિક જીવનને બહુ જ આદર્શ બનાવ્યું છે. તેમને સંતાનસંપત્તિમાં ચાર પુત્રો પૈકી ચિ. ડાહ્યાભાઈ, મેઘજીભાઈ, ભાઈલાલભાઈ તથા ખુશાલભાઈ છે. તેઓ પણ પિતાના આદર્શને ગ્રહણ કરી કુળવાન તેમજ આજ્ઞાકારી હોવાથી શ્રીમાન હરિભાઈને પોતાના જીવનમાં અનેરો સાથ મળે છે. તે કુટુંબની ધાર્મિક પ્રવૃત્તિ તેમજ સમાજ હિતસ્વી કારકિર્દી ખરેખર પ્રશંશનીય છે. શ્રી કુળદેવી ઉમિયા માતા પ્રત્યેનો અગાધ વિશ્વાસ એ એમના જીવનકાળમાંથી આપણને સહેજે સમજી શકાય તેમ છે.

ઉપરોક્ત બોરડી ટીંબાકંપાની સભામાં માતાજીના મંદિર થવાના પ્રસ્તાવની સાથે સાથે ઈશ્વરનગર (વાંઢાય) ઉદ્ધવ આશ્રમમાં રહેલા કેટલાક પાટીદાર ભાઈઓના અપંગ બાલ વિદ્યાર્થીના પોષણાર્થે યથાશક્તિ દાન કરવા માટે પૂજ્ય મહારાજ શ્રી દયાળદાસજીએ આદેશ સભામાં સંભળાવ્યો હતો. જેના પરિણામમાં ઉદાર ગૃહસ્થોએ રૂ. ૪૦૮ સંસ્થાને અર્પણ કર્યાં હતા.

ત્યાર બાદ માતાજીના મંદિરનું કામકાજ સત્વરે ચાલુ થવાના બહુમતી ઠરાવ ઉપરથી મહારાજશ્રી દયાળદાસજી ચાર દિવસના ટૂંક સમયમાં કેટલુંક પ્રચારકાર્ય કરીને તરતમાં જ આશ્રમસ્થળે એટલે કે કચ્છ દેશમાં ગયા હતા.

### પૂજ્ય ગુરુમહારાજ શ્રી ઉદ્ધવ રામજીની અનુમતી :

ગુજરાતના ઉત્સાહી વાતાવરણમાંથી કચ્છ ઉદ્ધવ આશ્રમમાં પધારી મહારાજશ્રી દયાળદાસજી પાટીદાર ભાઈઓની પ્રશંશનીય વિચારોનો ઉલ્લેખ ગુરુમહારાજ પાસે રજૂ કર્યો આ આનંદદાય પ્રકરણને સાંભળતાં મહારાજશ્રીને પાટીદાર ભાઈઓનાં પ્રચલિત ધાર્મિક લાગણીઓ પ્રત્યે ખરેખર એક અપૂર્વ આનંદ થયો. તેઓશ્રીએ પાટીદાર જ્ઞાતિની વિશાળતાનો અનુભવ આપતાં આ કાર્યને મહત્ત્વનું ગણી આશ્રમમાં સ્થળવિષયક સૂચના આપીને રચનાપ્રણાલીનો યથાર્થ અનુભવ કરાવ્યો.

### કચ્છ નિવાસી સનાતન ધર્મપ્રેમી ભાઈઓની ભાવના :

આશ્રમમાં ગુરુમહારાજના અનુમોદન બાદ પૂજ્યશ્રી દયાળદાસજી મહારાજે કચ્છ નિવાસી પાટીદાર જ્ઞાતિના સનાતન ભાઈઓની મુલાકાત લેતાં તેઓશ્રીએ નખત્રાણા, વિરાણી, કોટડા, મથલ, વેસલપર, લુડવા વગેરે ગામોની મુલાકાત લીધી, ત્યાં વસતા સનાતન ભાઈઓએ મહારાજશ્રીના આ ધાર્મિક આદેશને બનતો સાથ આપવાની ધગશ જણાવી. ત્યાર બાદ મહારાજશ્રીએ ગઢશીશા નિવાસી ભાઈશ્રી રામજીભાઈ લાલજીભાઈ રામજીયાણીની આ વિષયમાં મુલાકાત લીધી. તે ભાઈએ મંદિરના બાંધકામ વિષય પૂરતો સાથ છેવટ સુધી પોતાની હાર્દિક ભાવના વડે આપવાની સંમતિ આપી અને તે જ પ્રમાણે છેવટ સુધી પૂરતો સાથ આપ્યો છે તે માટે તેમનો અત્રે આભાર માનવામાં આવે છે.

### મંદિરનું ખાત મુહૂર્ત :

કચ્છના ટૂંકા પ્રવાસમાંથી આવીને મહારાજશ્રી દયાળદાસજીએ ખાતમુહૂર્ત વિષે નક્કી કરેલ દિવસ સંવત ૨૦૦૦ ના મહા સુદી ૫ વસંતપંચમીના મંગળમય દિવસે શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ વિરાણી, રાજારામ શામજી-માનકૂવા, કરશનભાઈ ઉકેડા-દેશલપર, કાનજીભાઈ ગોપાલ-વેસલપુર, વીરજીભાઈ પરબત પટેલ-મથલ, જીવરાજભાઈ વસ્તાભાઈ માનકૂવા, જીવરાજ હીરજી ઉકાણી-માનકૂવા, વગેરે ભાઈઓએ પધારી મહારાજ શ્રી ગુરૂ ઉદ્ધવ રામજીના સાન્નિધ્યમાં પોતાના વરદ હસ્તે ખાત મુહૂર્ત ક્રિયા કરેલી હતી.

ત્યાર પછી કાર્યક્રમને વિચારતાં શ્રી દયાળદાસજીએ બાંધકામમાં જોઈતી સામગ્રી જેવી કે પથ્થર, સિમેન્ટ, ચૂનો, રેતી વગેરે સાધનોની ગોઠવણી કરી મેળવ્યાં હતાં. સાધનના ઉત્પાદનમાં જ એકત્ર થયેલી રકમ રૂ. ૧૪૮૯ લગભગ ખર્ચાઈ

ગયેલા જણાયા. જેના ખર્ચખાતાનો હિસાબ ગુજરાત મોતીસરી કંપાના શ્રીમાન હરિભાઈને મોકલવામાં આવ્યો. પરિસ્થિતિને સમજતાં તરત જ સંયોગવશ મોતીસરી મુકામે આવેલી નાટક કંપનીના મેનેજર શ્રીમાન હરગોવિંદદાસ નાગરદાશ વ્યાસની સાથે મંત્રણા કરી એક ધાર્મિક નાટ્યપ્રયોગ તે જ સ્થળે ગોઠવવામાં આવ્યો, જેના પરિણામમાં લાગતા-વળગતા કંપાઓમાંથી કેટલાક સજ્જન ભાઈઓએ પધારી ધાર્મિક આવકને સારો સહયોગ આપ્યો હતો, જેની કુલ ઊપજનો આંકડો રૂ. ૮૨૪ થયો હતો. કંપનીના ચાલુ ખર્ચ ઉપરાંત રૂ. ૩૦ ની અલ્પ ભેટ સ્વીકારી લઈને બાકીની આવકને ધાર્મિક કાર્યમાં વ્યય થવાની ઈચ્છા રાખનાર તે કંપનીના મેનેજર તથા તેમના સ્ટાફનો આભાર માનવામાં આવેલ સાથે સાથે શ્રીમાન હરિભાઈની ધાર્મિક ધગશ અને ખેલમાં પધારેલા પ્રેક્ષકભાઈઓની લાગણીને ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન હરિભાઈ મારફતે ઉપરોક્ત બાબતનો સંકેત મળતાં બાંધકામની શરૂઆત થવી યોગ્ય જણાઈ ત્યાર પછીના સમયમાં શ્રીમાન રામજીભાઈ લાલજીના અનુભવસિદ્ધ ગઢશીશા નિવાસી સલાટ ભાઈશ્રી વાલજીભાઈ રામજી અને તેમની સલાહ મુજબ સર્વ કારીગર વર્ગને એકત્ર કરી બાંધકામની શરૂઆત કરવામાં આવી. તે દરમિયાન પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવ રામજી ચાલતા કામનું અવલોકન કરવા દરરોજ પધારતા હતા.

સંયોગવશ લગભગ વીસેક દિવસ બાદ શ્રીમાન મનજીભાઈ જેરામ મિસ્ત્રી ગામ માધાપર નિવાસી, પૂજ્ય મહારાજશ્રીના દર્શનાર્થે આવેલા હતા. તેમણે પણ મંદિરના બાંધકામને જોઈ સારો ઉત્સાહ જણાવ્યો, એટલું જ નહિ, પરંતુ આ સદ્કાર્યને યથાવિધિ પૂર્ણ કરવામાં પોતાના તરફથી પણ બનતી સહાયતા આપવા જણાવ્યું હતું.

મંદિરના બાંધકામ સંબંધમાં શ્રી રામજીભાઈ તથા સલાટ વાલજી રામજી અને કાર્યકર્તા દરેક ભાઈઓના ઉત્સાહને લીધે છેવટે ફાગણ વદી ૦))/- અમાસ એટલે કે આશરે બે મહિનાની ટૂંકી મુદતમાં આ કાર્ય પૂર્ણ કર્યું, તે સર્વ કામકર્તા ભાઈઓને આભારી છે.

પરિણામે માતાજીની પ્રતિષ્ઠા માટે સંવત ૨૦૦૦ના ચૈત્ર સુદી નવમી રામનવમીના મંગલમય પવિત્ર દિવસે સવારના દસ વાગ્યાનું મુહૂર્ત નક્કી કરવામાં આવ્યું. ગઢશીશાવાસી પંડિત શ્રી ગોવિંદ મહારાજને તેમની બ્રહ્મમંડળી સહિત બોલાવવામાં આવ્યા તથા પંડિત શ્રી કાશીરામ મહારાજ આસંબિયાવાળાને પણ બોલાવવામાં આવ્યા. દરેક સ્થળે આમંત્રણ-પત્રિકાઓ પાઠવવામાં આવી અને તે મુજબ ચૈત્ર સુદીથી ભાવિકજનો આવવા લાગ્યાં. આમ, ચૈત્ર સુદી ૮ ની પુનિત પ્રભાતે સનાતન માનવમેદનીનું અનુપમ દ્રશ્ય જોતાં શ્રી માતાજીની અસીમ કૃપા અને ભક્તિભાવના વડે ઉદ્ધવ આશ્રમની શોભા સોનામાં સુંગધ આવ્યાની પેઠે અનુપમ જણાતાં તીર્થધામ સમું આશ્રમ દીપવા લાગ્યો. કીર્તનધ્વનિ તેમજ માનવકિલ્લોલની પ્રચંડ પાંખો દ્વારા અસંખ્ય માનવમુમુક્ષો સંતદર્શનના અભિલાષ આવેગમાં ઉડીઉડીને શ્રી માતાજીના નૂતન મંદિર ઉદ્યાનમાં વિરામવા લાગ્યાં. આમ કરતાં સાંજે છ વાગ્યે તમામ જનસમુદાય ''શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ''ની સભારૂપે એકત્ર થયો.

### સંવત ૨૦૦૦ના ચૈત્ર સુદી ૮ ની જનરલ સભા ૧ લીનો ટૂંક કાર્યક્રમ :

પદ્ધતિસરનું કાર્ય કરતાં શ્રીમાન હરિભાઈ કરમશી કચ્છ મથલ ગામના હાલ રહેવાસી ગુજરાત મોતીસરી કંપાવાળાની પ્રમુખ સ્થાન માટે બહુમતીથી વરણી કરવામાં આવી હતી. સેક્રેટરી તરીકે શ્રીમાન નથુભાઈ નાનજી ગામ નખત્રાણાવાળાની નિમણૂંક કરવામાં આવેલ.

### મે. પ્રમુખ સાહેબ હરિભાઈ કરમશીનું ભાષણ :

પૂજ્ય મહારાજશ્રી તેમજ પધારેલા સુજ્ઞબંધુઓ -

આજના અપૂર્વ આનંદને જોઈ હું આપણી પાટીદાર જ્ઞાતિનું અહોભાગ્ય માનું છું. કેટલાંક સમયથી આપણી પાટીદાર જ્ઞાતિને આવા સનાતન ધર્મધ્વજ તળે એકત્ર થઈ ઉન્નતિદાયક માર્ગનું અનુકરણ કરતી રહે, આ પ્રકારની મારી મનોભાવનાને પૂજ્ય ઉમિયા માતાજીએ આજે પૂર્ણ કરી છે.

આજે જ આપણે કૃપાળુ કુળદેવીના ખરા કૃપાપાત્ર સુપુત્ર તરીકેની ફરજનું કંઈક અંશે પાલન કર્યું ગણાય. ભાઈઓ ! આજના શુભ દિનને માતૃશ્રીના પ્રતિષ્ઠા દિન તરીકે ઉજવીએ. આ પવિત્ર તીર્થધામ ઉદ્ધવ આશ્રમમાં પ્રતિ વર્ષે પધારવા સૌ પાટીદાર ભાઈઓને હું અરજ કરું છું. જ્ઞાતિના શુભેચ્છક ભાઈઓએ હંમેશાં આવા શુભાવસરો અને શુભ કાર્યોને તન, મન અને ધન વડે કરી યથાશક્તિ સહાયતા આપવી જોઈએ.

પૂજ્ય મહારાજશ્રી દયાળદાસજીને જે પાટીદાર જ્ઞાતિના ઉન્નતિપ્રદ માર્ગનું પ્રચારકાર્ય અપનાવી પોતાનું કર્તવ્ય બજાવી રહ્યા છે, તે માટે હું તેમનો હાર્દિક આભાર માનું છું.

શ્રી ગુરુ ઉદ્ધવરામ મહારાજનો અણમોલ ઉપદેશ આપણે જીવનમાં ઓતપ્રોત ઉતારવો જોઈએ અને ત્યારે જ આપણી ખરી ઉન્નતિ થશે, અત્રે પધારેલા સર્વ મહાનુભાવોનો હું આભાર માનું છું. ત્યાર બાદ પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવ રામજીએ સનાતનધર્મના મહત્ત્વને સમજાવી ધર્મપરાયણ થવા આદેશ

આપ્યો હતો. તેઓશ્રીએ ધર્મ સાથે આપણા વ્યક્તિગત, સામાજિક તેમજ પારમાર્થિક પ્રત્યેક બાબતોનો ગાઢ સંબંધ બતાવ્યો હતો.

ત્યાર બાદ શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ વિરાણીવાળાએ સનાતન સંસ્કાર તેમજ સદાચાર વિષે સારું એવું સ્પષ્ટીકરણ કર્યું હતું. તેમના કથન મુજબ સદાચારથી જ ધર્મ જાળવી શકાય અને સદ્ સંસ્કાર વિનાનો મનુષ્ય એ ખરેખર માનવાકૃતિ પશુ સમાન છે, એમ બતાવ્યું હતું.

ત્યાર બાદ સેક્રેટરી નથ્થુભાઈ નાનજીએ બહારથી આવેલા નિવેદનપત્રો સભા સમક્ષ વાંચી સંભળાવ્યા હતા, જે નીચે મુજબ હતા.

**શ્રીમાન શિવદાસભાઈ કાનજી તથા રાજારામ શામજીનું નિવેદન :**

પરમપૂજ્ય મહારાજ દયાળદાસજી ગુરુ ઓધવરામજીની પવિત્ર સેવામાં સ્વસ્થાન ઈશ્વરનગર (વાંઢાય)

તમારો પોસ્ટકાર્ડ મળ્યો, વાંચીને ઘણો આનંદ થયો છે. તમો અમારી જ્ઞાતિને ઊંચા સંસ્કાર આપી નિર્લજ, પાખંડ પંથમાંથી છોડાવી અસલ પોતાના સનાતનધર્મ ઉપર જવા આપ જે જહેમત ઉઠાવી રહ્યા છો તેના માટે તમોને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો જ ગણાય.

ઉમિયામાતાનું મંદિર બાંધી તમોએ મહેનત અને ઉજાગરા કરી આ પાટીદાર જ્ઞાતિને વધારે ઋણી બનાવી છે.

વિશેષમાં અમોએ તમોને રૂ. ૧૦૨ નું મનીઓર્ડર મોકલ્યો છે, તેમાં રૂ. ૫૧ પટેલ રાજારામ શામજી માનકૂવાવાળાનું છે તથા રૂ. ૫૧ તે પટેલ કાનજી વીરજી વિરાણીવાળાના નામથી લખશો અને હસ્તે શિવદાસ કાનજી કરશો.

મહારાજ દયાળદાસજીએ આપણી પાટીદાર જ્ઞાતિ માટે કચ્છ અને ગુજરાતમાં રાતદિવસ નહિ જોતાં, ટાઢતડકા નહિ ગણતાં જ્ઞાતિને ઉજ્જ્વળ બનાવવા માટે જે મહેનત કરી છે, તે માટે તેમને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે, અને હજુ પણ પ્રભુ તેમને બળ, બુદ્ધિ અને આયુષ્યવાન બનાવે. જેથી પાટીદાર જ્ઞાતિને વધારે સંસ્કારવાન બનાવે, તેવી અમારી પરમ કૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના છે. એજ.

લિ. પટેલ શિવદાસ કાનજી તથા રાજારામ શામજીના પાયલાગણ વાંચશો. દા. શિવદાસ કાનજી.

**શ્રીમાન કાનજીભાઈ નથ્થુભાઈ વેસલપુરવાળા (હાલ મુંબઈ)નું નિવેદન -**

પરમકૃપાળુ પૂજ્ય વડીલો, માતાઓ, બહેનો તથા સદ્‌ગૃહસ્થો. મારા લખવામાં કાંઈ ભૂલ જણાય તો આપ પરમ-કૃપાળુઓ માફ કરશો.

વિશેષમાં હું આજે આપણી જ્ઞાતિને ધન્યવાદ આપું છું. જે ભાઈઓએ પોતાના ખરા અંતઃકરણથી તન, મન અને ધન અર્પણ કર્યા છે તેમને ધન્યવાદ છે અને પરમકૃપાળુ ઈશ્વર આવી સદ્‌બુદ્ધિ આવાં શુભ કાર્ય કરવાને હંમેશાં શક્તિ આપે અને આપણી જ્ઞાતિ માટે પૂજ્ય મહારાજશ્રીએ જે તકલીફ લીધી છે અને જે સત્ય માર્ગ બતાવ્યો છે, તેને માટે હું વર્ણન લખી શકતો નથી. આવા સજ્જન મહાપુરુષો આ કાર્ય વિષે અને સનાતન ધર્મને માટે મહેનત કરી રહ્યા છે, અને હજુ પણ કરવા પરમાત્મા તેને લાંબુ આયુષ્ય બક્ષે.

આ શુભ પ્રસંગે શ્રી માતાજીના ચરણમાં અલ્પ ભેટ રૂ. ૨૬૮ મોકલ્યા છે, તે સ્વીકારવા કૃપા કરશો. પરમકૃપાળુ પરમાત્મા, પૂજ્ય મહારાજશ્રી તથા જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો તેમજ માતાઓ, હું હાથ જોડી નમસ્કાર કરી, મારું લખવું પુરુ કરું છું. મારી જે કાંઈ ભૂલ હોય તે આપ સૌ માફ કરશો.

ૐ શ્રી અંબિકામાતાની જય હો. પૂજ્યકૃપાળુ પરમાત્માની જય હો. પૂજ્ય મહારાજશ્રી ઓધવરામની જય હો. પૂજ્ય મહારાજશ્રી દયાળદાસની જય હો. કડવા પાટીદારની ઉન્નતિ હો. સનાતનધર્મની જય હો.

લિ. કાનજીભાઈ નથ્થુભાઈ ગામે વેસલપુરવાળાના હરીૐ

**ગુજરાતમાં રામસી ફાર્મ નિવાસી ભાઈઓ સમસ્તનો આવેલો પત્ર :-**

પૂજ્ય મહારાજશ્રી, આપશ્રીએ કચ્છ દેશમાં ઈશ્વરનગરમાં માતાજીની સ્થાપના કરી, ખરેખર પાટીદાર જ્ઞાતિને ઉજ્જ્વળ કરી છે. આ માંગલિક પ્રસંગમાં અમારાથી આવી ન શકાયું તે માટે ક્ષમા આપશો. તેમજ પૂજ્ય માતાજીનાં ચરણે અમારી સર્વ ભાઈઓની અલ્પભેટ રૂ. ૧૦૦ પોસ્ટ મારફતે મોકલ્યા છે, તે સ્વીકારશોજી.

લિ. ગામ સમસ્તના ભાઈઓ વતી જેઠાભાઈ હરિભાઈના હરિૐ

**ગુજરાતમાં નવાનગર (દેરોલકંપા)ના ભાઈઓ સમસ્ત તરફથી આવેલ પત્ર -**

પરમપૂજ્ય મહારાજશ્રી ઓધવરામજી તથા પૂજ્ય મહારાજશ્રી દયાળદાસજીની પવિત્ર સેવામાં ઈશ્વરનગર (વાંઢાય)

વી. વી. સાથે લખવાનું જે, શ્રી ઉમિયા માતાના પ્રતિષ્ઠા-મહોત્સવની આમંત્રણ-પત્રિકા મળી, વાંચી અનેરો આનંદ થયો. પરંતુ કામના રોકાણના લીધે અમારાથી શ્રી માતાજીના દર્શનનો અમૂલ્ય લાભ લેવાયો નથી, તો ક્ષમા કરશો. આજરોજ રૂ. ૫૦ નો મનીઓર્ડર નીચે મુજબ નામવાર મોકલેલ છે, તે શ્રી માતાજીના ચરણકમળમાં ભેટ ધરી કૃપાપાત્ર બનાવશો.

આપશ્રીએ અમારી જ્ઞાતિને પડતીના પાતાળેથી ઉન્નતિના શિખરે બિરાજમાન કરવા ભગીરથ પ્રયાસ આદરી સનાતનધર્મનો વિજયધ્વજ ફરકાવ્યો છે. તે બદલ અમો આપનો અનહદ આભાર માનીએ છીએ. ઉત્સવનું ટૂંક વર્ણન લખી કૃપા કરશો એ જ ચૈત્ર સુદી ૩ દા. માસ્તર નાથાલાલ મોહનલાલના સ્નેહવંદન સ્વીકારશો.

## મુંબઈથી ગઢશીશા નિવાસી ભાઈઓ તરફથી આવેલો પત્ર -

સર્વ ઉપમાજોગ પૂજ્ય દયાળદાસજી ગુરુ ઓધવરામજીની પવિત્ર સેવામાં એતાનશ્રી મુંબઈથી ગઢશીશાના ભાઈઓ તરફથી પા. હીરજી લાલજી તથા શામજી રતના તથા વિશ્રામ હંસરાજ વગેરે યુવક ભાઈઓના હરિહર વાંચશોજી.

વિશેષમાં આપ આવા કઠિન વખતમાં પણ કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું મંદિર કરી પ્રતિષ્ઠા કરી રહ્યા છો તે માટે તમને ધન્યવાદ છે. અમારી જ્ઞાતિના જે-જે ભાઈઓએ ગુજરાત તેમજ કચ્છમાંથી આ મંદિર માટે તન, મન અને ધનથી ટેકો આપ્યો છે, તેને અમે ધન્યવાદ આપીએ છીએ. આ પ્રતિષ્ઠાનો રિપોર્ટ બહાર પડે તે કૃપા કરી અમને જરૂર મોકલશોજી, અમો ભાઈઓ મળીને રૂ. ૫૦ મનીઓર્ડરથી મોકલ્યા છે તે ફૂલને ઠેકાણે પાંખડી સ્વીકારશોજી એજ.

દા. વિશ્રામ હંસરાજના હરિહર વાંચશો.

## ઘાટકોપર યુવકમંડળના ભાઈઓ તરફથી આવેલો પત્ર

પૂજ્ય મહારાજશ્રી દયાળદાસજી ગુરુ ઓધવરામજીની પવિત્ર સેવામાં મુ. ઈશ્વરનગર (વાંઢાય)

ઘાટકોપરથી લિ. પાટીદાર યુવકમંડળના સર્વ ભાઈઓના હરીૐ સ્વીકારશોજી. વી. વી. સાથે લખવાનું જે પૂજ્ય માતાજી શ્રી ઉમિયાદેવીની પ્રતિષ્ઠા પ્રસંગમાં સર્વ ભાઈઓ તરફથી ભેટના રૂ. ૧૪૦ નાં મનીઓર્ડર મોકલેલ છે તે સ્વીકારશોજી. કારણવશ ન અવાયું તે માટે ક્ષમા આપશોજી.

લિ. પાટીદાર યુવકમંડળ - ઘાટકોપર દા. ભીમજી મેઘજીના પ્રણામ.

ઉપરોક્ત નિવેદનો વંચાયા બાદ વોલંટિયર ભાઈઓની નિમણુંકનું કાર્ય કરવામાં આવ્યું હતું અને સેવાકાર્ય માટે ગુજરાત નિવાસી યુવક ભાઈઓએ પધારી કચ્છવાસી પાટીદાર યુવક સાથે મળી આ પવિત્ર કાર્યમાં તન, મન અને ધનથી પૂરતો સાથ આપવા વિનંતી કરી હતી જે ધન્યવાદ સાથે સ્વીકારવામાં આવી હતી.

શ્રીમાન શિવગણભાઈ લાલજી પટેલ વિરાણીવાળા કે જેઓએ વોલંટિયર વર્ગનું સંચાલન કરવાનું સ્વીકાર્યું હતું. સર્વ યુવક ભાઈઓના ઉત્સાહને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સભામાં સુજ્ઞ ભાઈઓનાં કેટલાંક પ્રવચનો બાદ સેક્રેટરી શ્રીમાન નથ્થુભાઈ નાનજી નખત્રાણાવાળાએ રાષ્ટ્રીય કેળવણી વિષય પર રસમય વાણીમાં ટૂંકું પણ અસરકારક ભાષણ કરેલું હતું. આખરે તાળીઓના હર્ષનાદ વચ્ચે અને પૂજ્ય ગુરુ મહારાજશ્રીના આનંદ આશીર્વાદ સાથે સભા વિસર્જન થઈ હતી.

## સભા ૨-જીનો કાર્યક્રમ -

આજની સભાના પ્રમુખ તરીકે શ્રીમાન પરબતભાઈ લખુભાઈ પટેલ ગામ મથલવાળાની સર્વાનુમતે વરણી કરવામાં આવી હતી. પ્રમુખસાહેબે પોતાનું આસન લીધા બાદ કામકાજ ચાલુ કરવામાં આવ્યું.

## શ્રીમાન પરબત લખુભાઈ પટેલનું પ્રવચન -

મારા પ્રિય બંધુઓ અને માતાઓ -

આજે આપણે ઈશ્વરનગરની પવિત્ર ભૂમિ ઉપર ભેગા થયા છીએ અને આપણી કુળદેવી ઉમિયા માતાજીની સ્થાપના (પધરામણી) કરવા માટે અત્રે આવ્યા છીએ, તેનો આભાર માનું છું.

આપણી જ્ઞાતિમાં અજ્ઞાનતાને લીધે ઊંચી કોટીના હિંદુઓને ન છાજે તેવા રિવાજો ઘૂસી ગયા છે, તેને કાઢી સનાતની બનવાને આપણા મુરબ્બી ધર્મવીરોએ આપણા માટે પ્રગતિ સાધી છે. એટલું જ નહિ પણ ધર્મધુરંધર પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજીએ પોતાના શિષ્ય દયાળદાસજીને આપણી જ્ઞાતિમાં પ્રચાર કરવા માટે આપણને અર્પણ કરેલ છે. જેમણે કચ્છ તેમજ ગુજરાતમાં ગામોગામ ફરી ખૂબ પ્રચાર કરી, આપણે મૂળ જાતિ કોણ ? તેનું પુરેપુરું આપણને ભાન કરાવ્યું છે. જેથી આપણામાં ખૂબ જાગૃતિ આવી છે. તેમનો હું આભાર માનું છું.

ગામ મથલવાળા હરિભાઈ કરમશી હાલ મોતીસરી કંપામાં વસે છે. તેમણે જ્ઞાતિ માટે લાગણી ધરાવી કુળદેવીનું મંદિર બનાવવાને મોટો ફાળો આપી તન, મન અને ધનથી મહેનત

કરી રહ્યા છે, તેનો પણ હું આભાર માનું છું. સર્વ ભાઈઓ આ કાર્યમાં છેવટ સુધી પૂરેપૂરો સાથ આપશે એવી હું આશા રાખું છું. તેમજ સર્વ ભાઈબહેનો સનાતનધર્મ પાળતાં રહેશે એવી વિનંતી કરું છું. સાથે સાથે શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ બે બોલ સંભળાવશે એવી હું આશા રાખું છું.

**શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈનું ભાષણ -**

મહેરબાન પ્રમુખસાહેબ પૂજ્ય મહારાજશ્રી તથા સુજ્ઞ બંધુઓ !

આપણી જ્ઞાતિમાંથી સનાતન તરીકેના આપણાં ચારીત્રોને ડાઘ લગાડતા એવા આસુરી રિવાજોનો સત્વરથી નાશ કરવો જોઈએ. જીવનવિરોધી બાળલગ્નની અનિચ્છનીયતાથી આપણી જ્ઞાતિની જે અધોગતિ થઈ રહી છે, જેનો સાભાર લેતાં હૃદય કંપી ઊઠે છે. બાળલગ્નના રૂઢિ રાક્ષસ વડે આપણા સમાજમાં ગૃહસ્થાશ્રમ ઉપર તેમજ બ્રહ્મચર્યાશ્રમ ઉપર એક પ્રચંડ વિધ્વંશ થઈ રહ્યો છે.

છૂટાછેડાનો કારમો ક્લેશાધાર જનતાને પતિત બનાવી રહ્યો છે, માટે આ નાશકારક પ્રથાથી આપણે સચેત થવું જોઈએ.

વિશેષમાં આ સંસ્થાને આપણાથી બનતી દરેક પ્રકારની સહાયતા કરવી તે આપણી ફરજ છે. કચ્છ દેશમાં આ પવિત્ર સ્થાન આપણું કેન્દ્રસ્થાન છે. આ તપોભૂમિના તપેશ્વરીનાં તેજ કિરણો આપણા અજ્ઞાન રૂપી તિમીરને દૂર કરી આપણને ઉજ્જ્વળ કરશે માટે આ ઉદ્ધવ આશ્રમમાં પ્રતિવર્ષ પધારી શ્રી માતાજીના દર્શન કરી તીર્થયાત્રા કરવી એ આપણી સૌની ફરજ છે.

અત્રે સભામાં પધારેલા મહેરબાન માસ્તરસાહેબ મગનલાલભાઈ તથા શ્રીયુત રસિકલાલભાઈ પોતાની વિદ્વત્તાથી અમૃતમય વાણીથી બે બોલ સંભળાવવા કૃપા કરશે એવી હું આશા રાખું છું.

**શ્રીયુત મગનલાલ માસ્તર સરસ્વતી સદનવાળાનું પ્રવચન -**

ભાઈઓ અને બહેનો,

આપણે આજે જે ભૂમિ પર એકઠા થયા છીએ એ ભૂમિ મહાપ્રતાપી છે, અને પ્રતાપી હોવાના કારણે જ પરમપૂજ્ય મહારાજશ્રી ઈશ્વર રામજીએ આ ભૂમિને પોતાની તપોભૂમિ માની છે. જે સ્થાન વેરાન અને ઉજ્જડ હતું, ત્યાં આજે જે પરિવર્તન થઈ રહ્યું છે તે તમે સૌ જોઈ શકો છો. એ તપસ્વી પુરુષના તપના પ્રતાપે આજે આ સ્થાન યાત્રાનું ધામ બન્યું છે અને તેથી જ આજે આપણે સૌ મનનો મેલ દૂર કરવા અને આત્માની ઉન્નતિ કાજે એકઠા થયા છીએ.

મહારાજશ્રીએ સરસ્વતીસદનની સ્થાપના પોતાના વરદ્ હસ્તે કરી ઉન્નતિકાર્યમાં પોતાનો ફાળો નોંધાવ્યો છે. ગુરુકુળની સ્થાપના કરી આર્યધર્મના ઉન્નતિકાર્યમાં કમર કસી છે. આજે પરોક્ષ રીતે પોતાના શિષ્ય દયાળદાસજીના પ્રયાસથી સનાતનધર્મનો પ્રચાર કરી રહ્યા છે. પરિણામમાં આજે આપણે સૌ ઉમિયા માતાના ધામનું નવસર્જન કરવા એકઠા થયા છીએ. ધર્મ, શિક્ષણ અને રાષ્ટ્ર ઉન્નતિરૂપી ગંગાનો ત્રિવેણીસંગમ આજે મહારાજ શ્રી ઈશ્વર રામજીની પવિત્ર ભૂમિમાં વહેવા લાગ્યો છે.

તમે જગતના તાત છો, કારણ કે પૃથ્વી પરનો ઉત્તમ ધંધો તમારા હાથમાં છે. તમારી તોલે જગતમાં કોઈ શ્રેષ્ઠ નથી. તમારા વિના આ દેશની ઉન્નતિ શક્ય નથી જ.

બધી પ્રવૃત્તિઓમાંથી મુક્તિ મેળવી બેઠેલા મહારાજશ્રી ઉદ્ધવરામજી પોતાના પરનો વહેવારી બોજો દૂર કરી બેઠા છે. પણ આવી પ્રવૃત્તિઓ તો તેમનો આત્મા છે. આવી પ્રવૃત્તિઓને આગળ વધારવી એ જ એમનો જીવનમંત્ર છે. એ જ એમનું પ્રભુ ભજન છે. તમારા માટે તેઓશ્રીએ કમર કસી છે, તે માટે સૌ ભાઈઓ તેમના ઋણી છે.

શિક્ષણ લીધા વિના ધારણ કરેલા ધર્મથી કશો ફાયદો નથી. કેળવણી પામ્યા વિનાનો મનુષ્ય પશુસમાન છે. એટલે શિક્ષણ સૌથી પહેલાં લેવાની જરૂર છે. શિક્ષણ કોને કહેવાય ? અને તે કેવા પ્રકારનું જોઈએ ? એ પ્રશ્ન બહુ મોટો છે, તેથી બીજી વખતે ચર્ચીશું, અત્યારે તો હું એક વિનંતી કરું છું કે, આપ શાળાઓ ઊભી કરો, તેમાં છોકરાંને ગોંધી ન રાખતા તેમના ચિત્તની શાંતિ થાય, મનની મોકળાશ થાય અને હૃદયને આનંદ આપે તેવા સ્થાનને પસંદ કરી ઉચ્ચ પ્રકારની વ્યવસ્થા કરવી જોઈએ. શિક્ષણનો વિચાર કરતાં તમે આટલું વિચારશો, આવું વાતાવરણ જોશો તોપણ બસ થશે - બોલો ઉમિયાજી માત કી જય.

ત્યાર પછી શ્રીમાન રસિકલાલ જોશી માજી નિયામક ઈશ્વરરામ ગુરુકુળ વાંટાયવાળાએ વિદ્યા, સામાજિક એકતા વડે રાષ્ટ્રીય ઉન્નતિ તેમજ પૂજ્ય મહારાજશ્રીના તે માટેના પ્રશંસનીય પ્રયત્નો ઉપર બહુ જ અણમોલ પ્રવચન આપ્યું હતું. તેઓશ્રીના કહેવા મુજબ જનસમાજની વાસ્તવિક ઉન્નિતનો મૂળ આધાર કેળવણી ઉપર છે. કેળવણીના ઉચ્ચ આદર્શોને સમાજનાં બાળકો તેમજ સ્ત્રી, પુરૂષ દ્વારા ગ્રાહ્ય કરવામાં આવે તો જ નાગરિકતાના શીર્ષક હેઠળ સામાજિક તેમજ રાષ્ટ્રીય ઉન્નતિ થઈ શકે છે. ઉન્નતિના સર્વપ્રથમ પગથિયારૂપે સમાજમાં ઊગતી પ્રજાની કુમળી જીવનક્યારીઓમાં આદર્શ

કેળવણીના અમૃતનું સિંચન થાય તો ભવિષ્યમાં તેમાંના પ્રફુલ્લિત રોપાઓમાંથી નૂતન નાગરિક વૃક્ષ થશે, જેના ફળ સ્વરૂપ પ્રેમ, પુરુષાર્થ અને પાખંડનાશની વૃદ્ધિ થઈ ઉન્નતિના આદર્શને મેળવી શકાશે. ઉપર મુજબના વિદ્વત્તાભર્યા અત્યંત રહસ્યથી ભરેલા વ્યાખ્યાન બાદ તેઓશ્રીએ પોતાનું સ્થાન લીધું હતું.

ત્યાર બાદ પૂજ્ય મહારાજશ્રીનું ધાર્મિક વ્યાખ્યાન થયા બાદ શ્રીમાન નથ્થુભાઈ નાનજીભાઈ તથા અન્ય વક્તાઓએ કેળવણી વિષયક પ્રવચનો કર્યાં હતાં ને મોડી રાત્રે સભા વિસર્જન થઈ હતી.

### શ્રી માતાજીની પ્રતિષ્ઠા

સંવત ૨૦૦૦ની રામનવમીનું નૂતન પ્રભાત એ હિંદુ જનતાનો એક અકથનીય આનંદવર્ધક પ્રસંગ માનવામાં આવે છે. મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજીના સ્વરૂપ સૌરભનાં દિવ્ય કિરણો સનાતન જીવનક્ષેત્રને, આજના માંગલિક પ્રભાતથી જ પ્રકાશયુક્ત બનાવે છે. તે જ અનુપમ સંયોગોમાં જગજનની શ્રી ઉમિયા દેવી પ્રત્યેની પૂજ્ય ભાવના આશ્રમ ઉપસ્થિત સજ્જન સમાજમાં જળહળવા લાગી. માતાજીના કૃપાકટાક્ષ વડે આજની માનવમેદની ઉદયાંચળ અવસ્થાને પામી, પ્રેમભક્તિના સનાતન શિખરો વચ્ચેથી લગન લાલિમાના સોનેરી રંગોથી રંગાયેલી જોવામાં આવી.

વિધિસરનું કાર્ય કરતાં પંડિત શ્રી ગોવિંદજી મહારાજ તેમજ તેમની બ્રહ્મમંડળી દ્વારા વેદોક્ત મંત્રોચ્ચાર વચ્ચે માતાજીના આવાહન માટે હોમવિધિ વખતે વેદધ્વનિથી યજ્ઞ મંડપ ગર્જી રહ્યો, અનેકવિધની સાત્ત્વિક સામગ્રીથી શ્રીમાન હરિભાઈ કરમશીના ચિ. ડાહ્યાભાઈ તથા મેઘજીભાઈના શુભ હસ્તે યજ્ઞકુંડમાં આહુતિઓ આપવામાં આવી અને ષોડસોપચારે શ્રી માતાજીની પૂજાઅર્ચના કરી. છેવટે હવનની પૂર્ણાહુતિ થયા બાદ શ્રી માતાજીની પધરામણી માટેની પદ્ધતિસર ક્રિયાઓ કરવામાં આવી, અને ત્યાં જ સભા ભરવામાં આવી, આજની સભાના પ્રમુખ તરીકે મુરબ્બી રવજીભાઈ લાલજીભાઈ પટેલ, ગામ લુડવાવાળાની સર્વાનુમતે વરણી કરવામાં આવી હતી, જે તેઓશ્રીએ સાભાર સ્વીકારી સભાકાર્ય શરૂ કરવામાં આવ્યું હતું. જેમાં સર્વપ્રથમ કળશ (શિખર) સ્થાપનનું શુભકાર્ય શ્રીમાન હરિભાઈ કરમશીના શુભ હસ્તે કરાવતાં તેઓશ્રીએ રૂ. ૨૫ શ્રી માતાજીના ચરણે ભેટ આપી હતી.

ત્યાર બાદ ધજા આરોહણની માંગલિક ક્રિયા શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈના શુભ હસ્તે થતાં તેઓશ્રીએ કોરી ૪૦૧ માતાજીના શુભ ચરણે ભેટ ધરાવી તથા સાથે સાથે પૂજ્ય માતાજીની મૂર્તિ-પ્રતિષ્ઠિત કરવાનો અજોડ ક્રિયાપ્રસંગ પણ તેમના જ વરદ હસ્તને પ્રાપ્ત થતાં તેમણે તે બાબત ફરીથી કોરી ૬૦૧ શ્રી માતાજીના ચરણે અર્પી, પાટીદાર જ્ઞાતિમાં માતૃભક્ત વ્યક્તિત્વને મેળવ્યું છે. તેમની સેવાભાવી સ્ફુરણાઓને માતાજી પ્રતિદિન વિકસિત રાખો !

ત્યાર બાદ શ્રી માતાજીને પુષ્પમાળ આરોપણ ક્રિયા થતાં ક્રમવાર ત્રણ ફૂલહાર ચડાવતાં -

૧. રામજીભાઈ જેઠાભાઈ નખત્રાણાવાળાએ પુષ્પમાળા આરોપણ કરતા કોરી ૩૫૧ ભેટ રાખી હતી,
૨. વેલજીભાઈ ભાણજીભાઈ ભગત બોરડીટીંબા કંપાવાળાએ પુષ્પમાળા આરોપણ કરતાં કોરી ૧૦૧ ભેટ રાખી હતી,
૩. સૌ. મેઘબાઈ તે શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈનાં ધર્મ પત્ની તરફથી ચડાવતાં તેમણે કોરી ૨૦૧ ભેટ રાખી હતી,

શ્રી માતાજીની પૂજનવિધિમાં આરતી અનુક્રમે ત્રણ વખત ઉતારતાં,

૧. શ્રીમાન મનજીભાઈ જેરાભાઈ મીસ્ત્રી, મુ. માધાપુર (કચ્છ) વાળા તરફથી ઉતારવામાં આવતાં તેમણે કોરી ૮૨૫ ભેટ ધરી.
૨. શ્રીમાન હરિભાઈ કરમશીના શુભહસ્તે ઉતારવામાં આવતાં તેમણે કોરી ૩૦૧ ભેટ ધરી.
૩. શ્રીમાન વેલજીભાઈ ભાણજી તથા શ્રીમાન માવજીભાઈ પ્રેમજી બોરડીટીંબાવાળા તરફથી ઉતારવામાં આવતાં કોરી ૧૧૦ ભેટ ધરી.

ચમ્મર ઢળાવવાની શુભ ક્રિયા શ્રીમાન જશાભાઈ કાનજી પાંચાણી મુ. નખત્રાણાવાળા તરફથી થતાં તેમણે કોરી ૧૨૫ ભેટ ધરી.

નૈવેદમાં ભોગ ધરાવવાની ક્રિયા તે શ્રીમાન મનજીભાઈ જેરામનાં ધર્મપત્ની તરફથી કરવામાં આવતાં તેમણે કોરી ૨૦૧ ભેટ ધરાવી હતી.

આ માંગલિક પ્રસંગે પધારેલા કચ્છ તેમજ ગુજરાત નિવાસી સજ્જનો તરફથી જે સહર્ષ ભેટો માતાજીના ચરણે ધરાવવામાં આવી હતી, તે ઉપરોક્ત પ્રસંગોની નોંધ લેવામાં આવી હતી. માતાજીના પ્રતિષ્ઠાપ્રસંગના ઉજ્જ્વળ ક્રિયાકાંડને પૂર્ણાહુતિ આપતા સર્વ સજ્જનોએ અલ્પ ફલાહાર કર્યો હતો અને ત્યાર બાદ લગભગ બે વાગ્યે સભાના રૂપમાં સૌ ભાઈ-બહેનોએ હાજરી આપવાના પ્રસ્તાવ સાથે જયનાદો વચ્ચે સૌ વિર્જન થયાં હતાં.

**જનરલ સભા ૪-થીનો કાર્યક્રમ,**

સંકેત મુજબ સર્વ સજ્જનોના સભારૂપે એકત્ર થયા પછી શરૂઆતમાં આશ્રમ નિવાસી સાધુ પ્રભુદાસજીએ કુળદેવી ઉમિયાજીનું સ્તવન સંગીત દ્વારા કર્યું હતું. શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈને સભાપતિ સ્થાને બિરાજવા સર્વાનુમતે આગ્રહ થતાં તેઓશ્રીએ પોતાની સ્થાન શોભાવ્યું હતું, અને લાગણીસ્પદ પ્રવચન કર્યું હતું.

પૂજ્ય મહારાજ શ્રી તેમજ વહાલા સ્વજ્ઞાતિ બંધુઓ, તથા અન્ય પધારેલા સદગૃહસ્થો અને પૂજ્ય માતાઓ,

પૂજ્ય માતાજીની પરમ કૃપા વડે આજે આપણે સૌ અહીં એકત્ર થયા છીએ, પૂર્વે પણ આજ માંગલિક દિવસે મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રી રામચંદ્રજીએ પોતાની અવતારવિષયક લીલાઓની શરૂઆત કરેલી છે, તો તે શુભ અવસરને જોઈ પરમ કૃપાળુ કુળદેવી શ્રી ઉમિયા માતાજીએ આપણા હૃદયમાં વાસ કર્યો છે. પરિણામમાં આપણી જ્ઞાતિમાં પડી ભાંગેલી સુધારક પ્રવૃત્તિઓને આજ ખરેખર પુનઃર્જીવન આપ્યું છે. તેના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે આપણે સૌ આજે કચ્છ દેશના આંગણે ઉદ્ધવ આશ્રમમાં માતાજીની પ્રતિષ્ઠા-મહોત્સવ જોઈ રહ્યા છીએ. તે જોઈને મને ઘણો આનંદ થાય છે. આ ઉપરથી હું આશા રાખું છું કે હવે આપણી જ્ઞાતિમાં સનાતન પ્રકાશ વડે પાખંડી પંથોનો અંધકાર વધારે ટકી શકે તેમ નથી, માટે બંધુઓ આપણી જ્ઞાતિની ઉન્નતિ ચાહતા હો તો સુધારાની પવિત્ર વેદીમાં જંપલાવો અને વૈદિક સનાતનધર્મનો પ્રચાર તન, મન, ધનથી કરવાને કટિબદ્ધ થાઓ, આપણી સનાતન સંસ્કૃતિને પવિત્ર રાખવા અસંખ્ય વીરોએ બલિદાનો આપેલાં છે, વીર, ક્ષત્રાણીઓએ જોહરવ્રત કર્યા છે. ગુરૂ ગોવિંદસિંહનાં કુમળાં બાળકો સદેહે દીવાલમાં ચણાયા છે, પણ સ્વધર્મને છોડ્યો નથી. માટે બંધુઓ, આપણે પણ હવે કેશરિયાં કરી આસૂરી અંધકારનો નાશ કરવો જરૂરી છે. એવી મારી જ્ઞાતિના નવયુવકોને હાકલ છે.

નીતિકારોએ કહ્યું છે કે,

> પરિવર્તની આ સંસારે મૃતકો વાન જાયતે
> સજાતો યેન જાતને જ્ઞાતિવંશ સમોતીમ

ભાવાર્થ - આ સંસારમાં ઘણાએ જીવો જન્મ ધારણ કરી મૃત્યને પામે છે, પરંતુ બધાના વિશે ખરો જન્મ લેનાર તેને જ ગણી શકાય જે જન્મીને જ્ઞાતિસેવા વડે કરી તેની ઉન્નતિ સાધે છે.

આજના સનાતન પર્વ રામનવમીના રહસ્યને ખરેખર આપણે જો ઊજવતા હોઈએ તો મર્યાદાપુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીના પિતૃભક્તિ, ભ્રાતૃભાવ, ગૃહસ્થધર્મ, એક પત્નીવૃત, ક્ષમા, શીલ વગેરે આદર્શોને આપણા જીવનમાં કંઈક ને કંઈક ઉતારવાં જોઈએ તેમજ મારી માતાઓએ પણ આ સમયે શ્રી સીતામાતાના પવિત્ર પતિવ્રત ધર્મના રહસ્યને જરૂર ગ્રહણ કરવું જોઈએ. આજના અમૂલ્ય અવસરથી જ આપણી જ્ઞાતિ ઉન્નતિના સેવાકાર્યને જીવનનો મંત્ર બનાવવો જોઈએ.

મારા જીવન દરમિયાન જ્ઞાતિબંધુઓની જે યદ્કિંચિત સેવા હું કરી શક્યો છું તેને મારું પરમ કર્તવ્ય સમજીને તેમાં મેં સદા આનંદ માન્યો છે. હજુ પણ જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં મારા તન, મન અને ધનનો જ્ઞાતિ હિતાર્થે સદ્ઉપયોગ કરવાનો સુયોગ પ્રાપ્ત થશે, તેમાં હું મારું અહોભાગ્ય સમજી લેશમાત્ર પણ પાછો નહિ ફરૂં. મારી આ પૂજ્યભાવનાને માતાજી અમર રાખો.

આ સ્થળે મારે યાદ આપવું જોઈએ કે પાટીદાર જ્ઞાતિના ઉન્નતિપ્રદ ભવિષ્ય માટે મહારાજશ્રી ઓધવરામજીની જે સતત ભાવના છે, તે ખરેખર આપણને ઋણી બનાવે છે. તેમની આવા પ્રકારની જનસમાજ કલ્યાણકારી ધગશ તેમને શોભે તેવી જ છે. મારા પાટીદાર ભાઈઓએ તેમના અતુલનીય ઉપકારની યાદ ખાતર તેમના આનંદદાયક આદર્શને હંમેશાં ઝીલવો જોઈએ.

તેમણે પાટીદાર જ્ઞાતિની ઉન્નતિમાં, કેવળ મનથી નહિ પરંતુ પોતે જગેજગે પગપાળા ચાલીને, શારીરિક કષ્ટો વેઠીને સદ ઉપદેશો દ્વારા એક જબ્બર ફાળો આપ્યો છે. તે જ આપણા ઉજ્જ્વળ ભવિષ્યના પુરાવારૂપ છે. તેમણે પોતાના શિષ્ય સાધુ દયાળદાસને પણ પાટીદાર જ્ઞાતિની ઉન્નતિ અર્થે ખાસ રોકેલ છે. આમ, પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપનાર તેઓશ્રીના પણ આપણે ઋણી છીએ.

ભાઈઓ ! આ જાગૃતિસમય માત્ર નીચ ઉન્નતિ સાધવાનો નથી, પરંતુ સનાતન સંદેશને સાંભળી સામાજિક ઉન્નતિની સાથે જ વ્યક્તિગત શ્રેય સમાયેલું સમજીને સંગઠન શક્તિ વધારવાનો છે. સંઘબળ માટે પૂજ્ય મહારાજશ્રીજીએ આપણને વારંવાર ઉપદેશ કરેલો છે. અને આજ પણ તેઓ પોતાની અમૃતમય વાણીનો લાભ આપણને આપશે એવી મારી વિનંતી છે.

**પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવરામજીનું પ્રવચન (જયનાદ સાથે)**

વહાલા પાટીદાર ભાઈઓ,

પાટીદાર જ્ઞાતિમાં કુળદેવી ઉમિયા માતા પ્રત્યેની પૂજ્ય ભાવનાને જોઈને મને આનંદ થાય છે. આજનો શુભ દિવસ તે (રામનવમી) ભગવાન શ્રી રામચંદ્રજીનો જન્મ દિવસ છે. આજનું નૂતન પ્રભાત તેમનાં આદર્શ જીવનકિરણોથી ખીલેલું

હોય છે. તેમાંય વળી શ્રી માતાજીના નૂતન મંદિરની પ્રતિષ્ઠા એક અનેરો પ્રકાશ પાડે છે. ભાઈઓ આજના ઉજ્જ્વળ આવરણોથી પ્રકાશયુક્ત થયેલું તમારૂં હૃદય યોગમ અજ્ઞાનરૂપી અંધારાથી અળગું રહી, સદા ઉન્નતિ સાધતું રહો. સનાતનધર્મના દિવ્ય પ્રકાશના આધારે પાટીદાર જ્ઞાતિ દિનપ્રતિદિન પોતાના દૈનિક સંસ્કારોને અપનાવતી રહે એવી સર્વેશ્વરી તમને શક્તિ અર્પો.

સજ્જનો! સાચી ઉન્નતિનો મૂળ આધાર સાત્ત્વિક વિદ્યા ઉપર છે, કારણ કે વિદ્યા વડે જ સત્યાસત્યનો નિર્ણય કરી શકાય. અને ત્યાર પછી જ સર્વગ્રાહી સનાતન માર્ગે અનુસરી ને સાચી ઐક્યતા એટલે કે સંગઠનશક્તિ કેળવી શકાય. જ્યાં સુધી ઉપર્યુક્ત સનાતન સિદ્ધાંત વગરની આપણે સ્વાર્થીય સંગઠનશક્તિ કરીશું ત્યાં સુધી તે ટકવાની નથી. હા પરંતુ એટલું ખરું કે નિખાલસતા અને ભાવનાના આધારે પણ સંઘબળ થઈ શકે છે. પાટીદાર જ્ઞાતિમાં પ્રાચીન સંઘશક્તિનું મૂળ રહસ્ય આ બન્ને સદ્‌ગુણો ઉપર અવલંબેલું હતું. પરંતુ કાળાંતરે જ્યારે આ દૈવી ભાવોની સમાજમાં ન્યૂનતા આવી ત્યારે જ વિદ્યાવિહીનતાના કારણે અધોગતિ થઈ. કેટલાક સમયથી પાટીદાર જ્ઞાતિમાં વિદ્યાપ્રચારનો આદેશ સારો જોવામાં આવે છે. પરંતુ ભાઈઓ, વર્તમાન સમયને જોતાં હજુ પાટીદાર જ્ઞાતિ એ વિષયમાં પછાત કહી શકાય, તો જ્ઞાતિનાં બાળકોના વિદ્યાભ્યાસ માટે મારી સર્વ ભાઈઓને ચેલેંજ છે. વિદ્યાવૃદ્ધિની સાથે સાથે જ્ઞાતિની આદી ભાવના પ્રણાલીને બહુ જ ઘાટ કરવાની જરૂરિયાત છે. સંઘઠનશક્તિનો મૂળ મંત્ર આ જ છે.

સંસારમાં અન્ય જાતિઓ જ્યારે વિદ્યાવૃદ્ધિ કરી પોતપોતાના સુખસંચાલન માટે કટીબદ્ધ થઈ રહી છે. ત્યારે પાટીદાર જ્ઞાતિ પોતાના આંતરિક ક્લેશોમાં સંડોવાઈ, પક્ષા પક્ષના વીતંડાવાદમાં સમય ગુમાવી રહી છે. ભાઈઓ, આ જોઈ મને અત્યંત ખેદ થાય છે. પક્ષપાતી સંમેલનો ભરી સુધારક, પ્રચારક વિગેરે મનકલ્પીત ઈલકાબો મેળવીને સુધારાનાં બણગાં ફૂંકવા કરતાં દરેક વ્યક્તિ પોતાના નિજ જીવનમાં સનાતન આદર્શના શ્રીગણેશ આદરે તો જ્ઞાતિનું સત્વરથી હિત થશે. સંયોગવશ પ્રાપ્ત થયેલા જનસમાજના નેતૃત્વ વ્યક્તિત્વની કિંમત, જનસમુદાયની સેવા કરી ઉન્નતિ પરથી અંકાય છે. નહિ કે પોતાના માનમર્તબા, અંગત સ્વાર્થાધિતા પર. ભાઈઓ, ખરો જ્ઞાતિ સેવક તો તે જ મનુષ્ય હોઈ શકે જેણે નિખાલસતાનો પોશાક પહેરેલો હોય, ક્ષમાનો સાફો બાંધેલો હોય, કરણી રૂપી કનિષ્ટકા લઈ સ્વાર્થત્યાગની સોનેરી સૂરવાલ પહેરેલી હોય તેમજ પ્રેમરૂપી પટ્ટો ધારણ કરેલો હોય આવા જ્ઞાતિસેવકો જ્યારે વધારે પ્રમાણમાં પાટીદાર જ્ઞાતિમાં જળહળશે ત્યારે જ્ઞાતિ ઉન્નતિના શિખરે પહોંચવામાં કોઈ શંકા રહેશે જ નહિ.

સમાજોન્નતિનું એક મુખ્ય અંગ તે સ્ત્રી-કેળવણી પણ ગણી શકાય. કારણ કે ઊગતા બાળસમાજની માતાએ એક જન્મસિદ્ધ સંસ્કારશાળા છે. આદર્શ માતૃશાળાની જગત વ્યાપક પુસ્તિકાનાં પાનાંઓ વાંચીવાંચીને સૃષ્ટિમાં અનેક રણશૂરો, ભક્ત-શિરોમણીઓ અને પ્રગલ્ભ દાનદાતાઓ પાસ થયા છે, જેઓની અમર નામાવલી પણ સમાજને માર્ગદર્શક હોય છે.

હવે પછી જ્ઞાતિના યુવક ભાઈઓને ઉદ્દેશી મારે કહેવું જોઈએ કે, વૈભવવિલાસની સ્વચ્છંદ મનોકામનાના વંટોળીએ ચઢી કર્તવ્યપથિક તરીકેની પોતાની ફરજો ભુલાતી જવાય છે. કુળધર્મ, માનવધર્મ, ગૃહસ્થધર્મ વગેરે મહત્ત્વના મહોત્સવોને મૂકી હલકી હોળીમાં હોમાવા માટે આ મનુષ્યતા મળી નથી. પરંતુ સાવધાન ! યુવાનો, તમારે તો પોતાના કુળ, ધર્મ, જાતિ, ગામ, દેશ વગેરેના ઉન્નતિપ્રદ વિષયો ઉપર, આદર્શતા આયુધો લઈ, આ વીસમી સદીના વિષાંગણમાં વિલાસવાસના સામે પડકાર પાડવો જોઈએ.

સજ્જનો! મારી આ ટુંકી-ટુંકી વાતોને શુભાશિષ દોરમાં પરોવી પાટીદાર જ્ઞાતિના વિશાળ કંઠમાં અર્પણ કરું છું તેના સુવાસિત રહસ્યને જાળવી જીવન ઉજ્જ્વળ કરતા રહો. અસ્તુ.

**સેક્રેટરી શ્રીમાન નથ્થુભાઈ નાનજી નખત્રાણા વાળાનું ભાષણ.**

પૂજ્ય મહારાજશ્રી ઉદ્ધવરામજી, માન્યવર પ્રમુખસાહેબ તેમજ સ્વજ્ઞાતિ બંધુઓ અને માતાઓ.

સનાતનધર્મના અનુયાયીઓ તરીકે સર્વપ્રથમ આપણે બાળકોના શિક્ષણનો વિષય લેવો જોઈએ. તે બાબતમાં વિદ્યા વૃદ્ધિ ખાતર સ્થળવાર સુશિક્ષિત શિક્ષકોને રોકી બાળકોનાં કુમળાં હૃદયમાં સંસ્કારવાળા ધાર્મિક શિક્ષણને ઉતારવું જોઈએ.

તેમજ યોગ્ય પ્રચારકામ કરી જ્ઞાતિની સાચી ઉન્નતિ કરવી જોઈએ. આપણી પાટીદાર જ્ઞાતિને એક સુવ્યવસ્થિત કેન્દ્રને નક્કી કરી, સનાતનધર્મ ધ્વજ હેઠળ એકત્ર કરી, પદ્ધતિસર કાર્ય કમિટિઓ નીમી ઉપરોક્ત કાર્ય સત્વરથી કરવાની ખાસ જરૂરિયાત છે. સનાતન આદર્શોને અનુસરી

ઉન્નતિપ્રદ સુધારાવધારા કરી, તેનું પાલન કરી સંગઠનશક્તિ વિકસાવવી જોઈએ. મારા વ્હાલા યુવક ભાઈઓએ ખરા ખંતથી આ કાર્ય જરૂર હાથમાં લેવાનું છે. માત્ર ભાષણો કર્યાથી કે મંદિરો બાંધી બેસી રહેવાથી કશું વળવાનું નથી. પરંતુ પોતાની ઊપજમાં જેમ બને તેમ વધારે ફાળો ધાર્મિક પ્રણાલિકા હેઠળ એકત્ર કરી તેમાંથી વિદ્યાપ્રચાર, અનાથાઆશ્રમ વગેરે સમાજની મહત્ત્વપૂર્ણ બાબતોમાં આશ્રય આપવાનો છે. વિધર્મીઓના પાખંડને સનાતન આદર્શના ધર્મધ્વજ હેઠળ સંગઠિત થઈ સદંતર નાબૂદ કરવાં જોઈએ, એવી મારી અભિલાષા છે.

ત્યાર બાદ અન્ય વક્તાઓએ ધાર્મિક, સામાજિક તથા કેળવણીવિષયક પ્રવચનો કર્યાં હતાં, જેની શ્રોતાવર્ગ ઉપર સારી અસર થવા પામી હતી. વચ્ચે વચ્ચે તાળીઓના હર્ષનાદથી સભામંડપ ગર્જી રહ્યો હતો. શ્રી માતાજીના જયનાદોથી વાતાવરણ ગાજી રહ્યું હતું.

## મહારાજશ્રી દયાળદાસજીનું આભારદર્શક વિવેચન

પૂજ્ય ગુરુ મહારાજશ્રી તેમજ પધારેલા સજ્જનો :

પૂજ્ય માતાજીના પ્રતિષ્ઠા-ઉત્સવમાં પધારી આશ્રમની શોભામાં વૃદ્ધિ કરનાર સર્વ સજ્જનોનો આભાર માનવામાં આવે છે.

પૂજ્ય મહારાજશ્રીની અસીમ કૃપા હેઠળ માતૃભક્ત શ્રીયુત્ હરિભાઈ કરમશીની ધાર્મિક પ્રવૃત્તિ શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈની તન, મન અને ધનથી જ્ઞાતિ ઉન્નતિ સાધવાની સાચી ધગશ, શ્રીમાન મનજીભાઈ જેરામની સનાતન સહાયક નીતિ, શ્રીમાન નથ્થુભાઈ નાનજીની કેળવણીકારક લાગણી ગઢશીશા નિવાસી શ્રીમાન રામજીભાઈ લાલજી તથા લાલજીભાઈ કરશન અને ભીમજીભાઈ વસ્તા દેશલપરવાળાની કાર્યપ્રણાલી, પૂજ્ય માતાજીનું મંદિરનું બાંધકામ કરનાર કારીગરવર્ગ સર્વના પરિશ્રમી પુરુષાર્થ, શ્રીમાન રસીકલાલ જોશીની સુઘડ સલાહકારિતા પટેલ રવજીભાઈ લાલજી લુડવાવાળા અને પરબતભાઈ મથલવાળાની સુધારક તમન્ના, કચ્છ તેમજ ગુજરાતવાસી વોલંટિયર ભાઈઓના સહ સેવાકાર્ય તેમજ સંજોગવશ પધારેલા અને નહિ પધારેલા દેશવિદેશવાસી ધર્મજ્ઞ દાનવીરોના આંતરિક ઉલ્લાસ અને છેવટમાં સનાતન આદર્શને શોભાવનાર દરેક ભાઈબહેનોનો અત્રે પ્રેમપૂર્વક આભાર માનીએ છીએ અને પૂજ્ય મહારાજ શ્રીના આશીર્વાદથી સૌ સજ્જનો સનાતનધર્મને શોભાવતા રહે એવી આશા રાખીએ છીએ.

પાટીદાર જ્ઞાતિની સનાતન સંસ્કૃતિને ફૂલતીફાલતી જોઈ મને આજે બહુ આનંદ થાય છે. માતાજી આજના ધર્મધગશનાં અંકુરોને સૌમાં વિકસાવતાં રહે એવી મારી હૃદયવાંછના છે.

ભાઈઓ! પૂજ્ય મહારાજશ્રીએ પાટીદાર જ્ઞાતિની કેટલીક ધાર્મિક સમસ્યાઓને નિહાળી, તેઓએ આ સનાતન પ્રશ્નને એક જન કલ્યાણકારી પ્રવૃત્તિમાં પ્રકાશ કર્યો છે. એટલું જ નહિ પરંતુ પોતાના વિરક્ત જીવનમાંથી કેટલીક અમૂલ્ય પળો આ સત્કાર્યમાં વ્યતિત કરતાં કરતાં મને પણ આ પરપુરૂષાર્થનું સૂચન કરી કર્તવ્યપાલન માટે આજ્ઞા આપી. પૂજ્ય મહારાજશ્રીની એ આજ્ઞાને મેં મારો જીવનમંત્ર બનાવ્યો છે. હવે એ આજ્ઞામાં મારું વ્યક્તિગત શ્રેય છે કે કેમ ? તે માટે મને લેશ માત્ર પણ શંકા નથી, કારણ કે મારા નિજ અનુભવમાં મેં ગુરુવચન વિશ્વાસમાં જ સર્વ પ્રકારે હિત માની લીધું છે. આજ ધ્યેયથી હું પાટીદાર જ્ઞાતિના સ્વધર્મ પાલનાર્થે જે જે પ્રવૃત્તિઓ કરતો હોઈશ તે કેવળ મારા કર્તવ્યની આછી રૂપરેખા છે. કર્તવ્યપરાયણતાના પંથે ચાલતાં જે જે અલ્પ અગવડો જનતાને જણાતી હશે તે માટે તો સાધુત્વના શ્રેયદાયક શરણમાં શ્રી ગુરુ મહારાજના આજ્ઞા અસ્ત્ર આગળ સઘળો વીટંબના વેગ અટકી પડે છે.

કેટલાએ ભાઈઓ જ્ઞાતિ-ઉન્નતિનો વિષય વિશાળ રીતે ચર્ચી ગયા છે. તેમ પૂજ્ય મહારાજશ્રી પણ પોતાનો અમૂલ્ય ઉપદેશ જનતા સમક્ષ આપી ચૂકયા છે. તો મારે કહેવા જેવું રહ્યું નથી. તેમ છતાં મારે કહેવાના અનેક અવસરો આવશે, જેથી આજના અણમોલ વાતાવરણને સર્વ સુજ્ઞજનો સ્મરણશક્તિમાં રાખે એવી સર્વેશ્વરી સૌને શક્તિ આપો એ જ પ્રાર્થના. અસ્તુ. ત્યાર બાદ શ્રી ઉમિયામાતાની જયની ગગનભેદી ગર્જનાઓ સાથે સભા વિસર્જન પામી હતી.

ત્યાર બાદ સંધ્યા સમયે સૌ સજ્જનોએ માતાજીની સંધ્યા આરતી સમયે દર્શનાર્થે હાજરી આપી હતી. અને તે પછી અલ્પ ફળાહાર લઈને ''શ્રી ઈશ્વર રામજી ગુરુકુળ વિદ્યાલય''માં વિદ્યાર્થીઓ તરફથી યોજવામાં આવેલા 'ગુરુ ગોવિંદસિંહ'' સંવાદ સાંભળવા ગયા હતા. કેટલાક સજ્જનો તેમજ આશ્રમવાસી સાધુઓએ મળી અખંડ રાત્રિ કીર્તન કર્યું હતું.

ચૈત્ર સુદી ૧૦ના સવારમાં સૌ કોઈ પોતાના ઘેર ગયા હતા.

**બોલો શ્રી ઉમિયામાત કી જય.**



ઈ.સ. ૧૯૮૦ માં રામનવમી પ્રસંગે ઉમિયા માતાજી ટ્રસ્ટના
તથા કેન્દ્રીય સમાજના આગેવાનો તથ સંતો



ઈ.સ. ૧૯૮૯ રામનવમીના યોજાયેલ પુજનવિધિમાં ઉપસ્થિત
સંતશ્રી વાલરામજી મહારાજ તેમજ અન્ય સંતો



ઈ.સ. ૧૯૮૯ રામનવમીના યોજાયેલ સભામાં મંચસ્થ
ઉમિયા માતાજી ટ્રસ્ટના હોદ્દેદારો તથા
કેન્દ્રિય સમાજના અગ્રણીઓ



ઈશ્વરરામજી મહારાજ નો ઢોલીયો




ઈ.સ. ૧૯૯૦ માં રામનવમી ઉત્સવમાં પધારેલ રવાપર - ઘડુલી પદયાત્રી સંઘ

# શ્રી ઉમામંદિર ઉદ્ધવ આશ્રમ ઈશ્વરનગર-વાંઢાયમાં પ્રતિષ્ઠાકાર્યમાં આવેલ ભેટની નોંધ



## દાન-દાતાઓનાં શુભ નામો

૧,૨૨૭ શ્રીમાન હરિભાઈ કરમશીભાઈ મોતીસરી કંપાવાળા

૧,૦૦૧ પ્રથમ શ્રી માતાજીના મંદિર અર્થે ફંડમાં

૧૦૦ શ્રી માતાજીની આરતી બીજીમાં કોરી ૩૦૧ ના રૂપિયા કર્યા તે.

૧૦૧ ધર્માદા નાટ્યપ્રયોગમાં આપેલા તે.

૨૫ શ્રી માતાજીના નૂતન મંદિરના શિખર ચડાવતી વખતે ભેટ

૨૬૮ શ્રીમાન કાનજીભાઈ નથ્થુભાઈની કું. તરફથી આવેલ ભેટ

| | | |
|---|---|---|
| ૫૪। | કાનજીભાઈ નથ્થુ | વેરસલપુર |
| ૨૫। | ભીમજીભાઈ નથ્થુ | વેરસલપુર |
| ૨૦। | રામજીભાઈ મૂળજી | વેરસલપુર |
| ૧૧। | જેઠાલાલ નથ્થુભાઈ | વેરસલપુર |
| ૧૧। | લધાભાઈ નથ્થુભાઈ | વેરસલપુર |
| ૧૦। | ધનજીભાઈ મનજીભાઈ | વેરસલપુર |
| ૧૦। | ગોવિંદભાઈ મૂળજીભાઈ | વેરસલપુર |
| ૧૦। | મેઘજીભાઈ મૂળજીભાઈ | વેરસલપુર |
| ૧૦। | સવદાસભાઈ વેલજી | રતનાપુર |
| ૫। | કેશરાભાઈ હંસરાજ | રતનાપુર |
| ૫। | અબજીભાઈ કરમશી | વેરસલપુર |
| ૫। | દેવજીભાઈ ગોપાલ | વેરસલપુર |
| ૫। | શિવદાસભાઈ ધનજી | વેરસલપુર |
| ૫। | રામજીભાઈ વાલજી | વેરસલપુર |
| ૫। | હીરજીભાઈ અરજણ | વેરસલપુર |
| ૫। | નારણભાઈ વસ્તા | વેરસલપુર |
| ૫। | રામજીભાઈ મનજી | દેવીસર |
| ૫। | લધાભાઈ માવજી | દુર્ગાપુર |
| ૫। | જીવરાજ દેવજી | સાંયરા |
| ૫। | ગોપાલ અબજી | સાંયરા |
| ૫। | માવજી કચરા | દેવપુર |
| ૫। | અબજીભાઈ દેવજી | દેવપુર |
| ૫। | રામજીભાઈ કરશન | વિરાણી મોટી |
| ૫। | કરશન ગોપાલ | અંગિયા |
| ૫। | દેવજીભાઈ વાલજી | વિથોણ |
| ૫। | શામજી હીરજી | ખીરસરા |
| ૫। | દેવજી નારણ | નખત્રાણા |
| ૨॥ | કરસનભાઈ જીવરાજ | વેરસલપુર |
| ૨। | ગોપાલ ધનજી | ખીરસરા |
| ૨। | જેઠાભાઈ હરજી | દેવપુર |
| ૨॥ | કરશન હીરજી | નખત્રાણા |
| ૧ | દેવીદાસ ગોવિંદ | મોરજર |
| ૨૬૮ | | |

૧૫૧ શ્રીમાન વાલજીભાઈ ભાણજીભાઈ વાડિયા ગામ - માધવકંપા

| | |
|---|---|
| ૧૦૧ | વાલજીભાઈ ભાણજીભાઈ હા. પોતે |
| ૨૫ | સવગણભાઈ વાલજી |
| ૨૫ | કરશનભાઈ વાલજી |
| ૧૫૧ | |

૧૪૦। શ્રી ઘાટકોપર યુવકમંડળ તરફથી આવેલ ભેટ

| | | |
|---|---|---|
| ૧૫ | દેવજીભાઈ મૂળજી | દેશલપર |
| ૧૫ | મેઘજીભાઈ રાજા | દેશલપર |
| ૧૩। | ભાણજી તથા મૂળજી તથા કરસન નથ્થુભાઈ | દેશલપર |
| ૧૧। | ગામ દેશલપરના ૯ ભાઈઓ તરફથી | |
| ૧૦ | શામજી તથા સવગણ રાજા | દેશલપર |
| ૭। | ભાઈઓ તરફથી પરચૂરણ | |
| ૫ | નથ્થુ નારાયણ | નખત્રાણા |
| ૫ | ગોપાલ દેવજી | નખત્રાણા |
| ૫ | સવદાસ લાલજી | દેશલપર |
| ૫। | કરમશી કાનજી | દેશલપર |
| ૫। | ભીમજી પેથા | નખત્રાણા |
| ૫ | જીવરાજ રત્ના | દેશલપર |
| ૫। | મનજી પચાણ | કોટડા (જ) |
| ૫ | મેઘજી નથ્થુ | દેશલપર |
| ૫ | ગંગદાસ જીવરાજ | લક્ષ્મીપુર |
| ૪॥ | કોટડા જડોદરવાળા ભાઈ ૩ | |
| ૩॥ | નખત્રાણાના ભાઈઓ ત્રણ | |
| ૩॥ | વિભાપૂરના ભાઈઓ ત્રણ | |
| ૩। | કરશન કચરા | દેશલપર |
| ૨॥ | શા. દેવજી પાંચા | મેરાઉ |
| ૨॥ | કાનજી પેથા | દેશલપર |
| ૨॥ | ખીમજી કેસરા | દેશલપર |
| ૧૪૦। | | |

૧૨૬ ગામ શ્રી બોરડી ટીંબાકંપા સમસ્ત તરફથી

૧૦૫ ગામ શ્રી રામસી કંપા (ગુજરાત) સમસ્ત તરફથી
૫૧ શ્રીમાન કાનજીભાઈ વીરજી વિરાણી
હા. શિવદાસ કાનજી
૫૧ શ્રીમાન રાજારામ શામજીભાઈ માનકૂવા
૫૦ ગઢશીશા યુવકમંડળ મુંબઈથી
૭૦। શ્રીમાન ગોવિંદભાઈ કરશન હડમતિયા કંપા
૫૦। મણિભાઈ જેઠાભાઈ મોતીસરી કંપા
૭૫ ગામ શ્રી નવાનગર (દેરોલકંપા)
તરફથી નીચેની વિગતે
૫૦ ગામ સમસ્ત તરફથી
૧૦ અખઈભાઈ ગંગદાસ
૫ દેવશીભાઈ ગંગદાસ
૫ હંસરાજભાઈ ગોપાલ
૧ પ્રેમજીભાઈ કાનજીભાઈ
૧ લાલજીભાઈ કેશવજી
૧ વસરામભાઈ સવજીભાઈ
૧ નથ્થુભાઈ હરિભાઈ
૧ રતનશી કાનજી
૫૦॥ શ્રીમાન વાલજીભાઈ લખુભાઈ ગામ ઉખેડાવાળાની કું. અમદાવાદથી
૨૫ હંસરાજભાઈ નારણ ગામ રામપુર કંપા તાબે માલપુર (ગુજરાત)
૨૫ ગોવિંદપુરા કંપા સમસ્ત તરફથી (ગુજરાત)
૨૫ વજેપુરા કંપા સનાતન સમાજ તરફથી (ગુજરાત)
૨૬॥ ધોળકા કંપાવાળા સમસ્ત ભાઈઓ તરફથી હા. દેવજીભાઈ રામજીભાઈ
૨૫ સેચડી કંપા તરફથી (ગુજરાત)
૩૫। વીરમભાઈ પરબત મોતીસરી કંપા
૩૫। હંસરાજભાઈ મેઘજી ત્રણ ભાઈ તરફથી મોતીસરી કંપા
૨૫। કાનજી વાલજી મોતીસરી કંપા
૨૫ ઠાકોર દીપસંગજી લાલસંગજી મોતીસરી
૨૦ શ્રીમાન દેવજી કેશરા રામસી કંપા
૨૫ શ્રીમાન નાનજી લખમશી બોરડીટીંબા
૧૮। શ્રીમાન ભીમજી જેઠા કું. તરફથી નડિયાદ
૩૫ શ્રીમાન ખીમજીભાઈ માવજીભાઈ ટીંબા તલાવકંપા
૨૦ શ્રીમાન વિઠ્ઠલદાસ મોતીરામ હરસોલ
૧૫ શ્રીમાન વાલજીભાઈ ભીમજી બોરડીટીંબા
૧૫ શ્રીમાન રવજીભાઈ નારણ બોરડીટીંબા
૧૫ શ્રીમાન સવગણ માંડણ ધનપુરા કંપા
૧૫ ગામ શ્રી અણિયોર કંપા સમસ્ત તરફથી

૧૫। પટેલ પચાણભાઈ નથ્થુ ટીંબાતળાવ
૧૧ બાલુભાઈ અમૃતલાલ હરસોલ
૧૧ ડૉ. સાહેબ હરગોવિંદદાસ હરસોલ
૧૦ મનજીભાઈ માવજી ટીંબાતળાવ
૧૦। પટેલ રામજી તથા શામજી રાજા મોતીસરી
૧૦। પટેલ રતનશી નારણ મોતીસરી
૧૦ પા. જેઠાભાઈ પૂંજા મોતીસરી
૧૦ હરજી પ્રેમજી મોતીસરી
૧૦ હડમત શામળભાઈ મોતીસરી
૧૦ અંબાલાલ છોટાલાલ મોતીસરી
૧૦ પરસોત્તમ ગંગદાસ મોતીસરી
૧૦ મૂળસંગ મોતીસંગ (બે ભાઈ) મોતીસરી
૧૦ નથ્થુભાઈ નાગજી ટીંબાતળાવ
૧૦ કાનજીભાઈ મનજીભાઈ ટીંબાતળાવ
૧૦। રામજીભાઈ સવદાસ ટીંબાતળાવ
૧૦। વસરામ જીવરાજ ટીંબાતળાવ
૧૫ લાલજીભાઈ લધા ટીંબાતળાવ
૧૦ ઠા. અગરસંગ મોતીસંગ દાદેડા
૧૦ રબારી સાહેરભાઈ સેવા દાદેડા
૧૦ આયર વિરમભાઈ પચાણ દાદેડા
૧૦ ખેતા લાલજી ઉમેદપુરા
૧૦ રામજી નાનજી હડમતિયા
૧૦ સવજી નાનજી હડમતિયા
૧૪ ગામશ્રી સોની કંપા તરફથી
૧૦ મુંબઈ અંધેરીવાળા ભાઈઓ તરફથી
૧૦ કરશન અરજણ અણિયોર કંપા
૧૦ વેલજી પૂંજા અણિયોર કંપા
૨૦ ખેતા મનજી બોરડીટીંબા
૧૦ રામજી કેશરા નખત્રાણા (કચ્છ)
૧૦ કાનજી માધવજી ખરોડ કંપા
૧૦ હરિપુરા તાબે માલપુરા કંપા તરફથી
૧૦ માવજીભાઈ લાલજી બોરડીટીંબા
૧૫ હરજીભાઈ દેવરાજ બોરડીટીંબા
૬ કાનજીભાઈ દેવશીભાઈ રાયણનો માળ
૫ શાંતિપુરા કંપા તરફથી
૫ સરદારપુરા કંપા તરફથી
૫ લધાભાઈ માધવજી બોરડીટીંબા
૫ શામજી હરજી બોરડીટીંબા
૫ ખેતા વાલજી ઉમેદપુરા
૫ વેલજી ભાણજી બોરડીટીંબા

| | | |
|---|---|---|
| ૫ | સવજીભાઈ માવજી | મોતીસરી |
| ૫ | વસરામ સવદાસ | મોતીસરી |
| ૫ | પ્રેમજીભાઈ વસરામ | મોતીસરી |
| ૫ | માસ્તર ભવાનીશંકર દેવજી | મોતીસરી |
| ૫ | હંસરાજ ખીમજી | મોતીસરી |
| ૫ | સોમજી ખીમજી | મોતીસરી |
| ૫ | માવજી હરજી | મોતીસરી |
| ૫ | પ્રેમજી ગોપાલ | મોતીસરી |
| ૫ | પરબત લધા | ટીંબાતળાવ |
| ૫ | અખઈ લધા | ટીંબાતળાવ |
| ૫ | ફુલાભાઈ મેરાઉવાળા | |
| ૫ | મણિલાલ મનસુખલાલ | અહમદપુરા |
| ૫ | ખેતાભાઈ કરશન | ટીંબાતળાવ |
| ૫ | દેવજી કરશન | |
| ૫ | શિવગણ દામોદર | દાદેડા |
| ૫ | સવજીભાઈ પૂંજાભાઈ | હડમતીયા |
| ૫ | મમુભાઈ દાના | વિલાસપુર |
| ૫ | માસ્તર રેવાશંકર ભગવાન | ટીંબાતળાવ |
| ૫ | પૂંજાભાઈ નાનજી | ઉમેદપુરા |
| ૫ | કાનજી રણમલ | મોતીસરી |
| ૫ | હરજી ધનજી | ટીંબાતળાવ |
| ૫ | ઠાકોર મગાજી | દોલપૂર |
| ૫ | સોની દામજી ખેતશી | કૃષ્ણપુરા |
| ૫ | શામજી અરજણ | હડમતિયા |
| ૫ | મુખી વેલજી પ્રેમજી | હડમતિયા |
| ૫ | હરજી લધા | અણિયોરકંપા |
| ૫ | ભીમજી પૂંજા | અદલપુરા |
| ૫ | વસરામભાઈ માવજી (ત્રણ ભાઈ) | વાવકંપા |
| ૩ | નાનજી જીવરાજ | હડમતિયા |
| ૩૬ | ધર્માદા નાટ્યપ્રયોગમાં પરચૂરણ આવકના | |
| ૫ | પેથા ડોસા | નખત્રાણા |
| ૫ | હરજી અખઈ | સાંયરા |
| ૫ | હીરજી પૂંજા | મોતીસરી |
| ૫ | નાગજી ધનજી | નખત્રાણા |
| ૫ | રાજાભાઈ કચરા | નડિયાદ |
| ૬ા | બોરડીટીંબા કંપાની બાઈઓ તરફથી | |
| ૧૦ | પરચૂરણ આવકના | |
| ૩૩૧૬ા | | |

## શ્રી માતાજીની પ્રતિષ્ઠા વખતે કોરીઓની ભેટ ધરનાર દાનવીરોનાં શુભ નામોની નોંધ

૧૪૫૩ાા શ્રીમાન મનજીભાઈ જેરાભાઈ મીસ્ત્રી માધાપુરવાળા
- ૮૨૫ કોરી શ્રી માતાજીની આરતી ૧ લીમાં ભેટ ધરી
- ૪૨૭ાા કોરી રૂા. ૧૫૦ ભેટ ધરેલા તેની પ્રત કો. ૨૮૫
- ૨૦૧ શ્રી માતાજીને થાળ ધરાવવાના હા. આપનાં ધર્મપત્ની

૧૪૫૩ાા

૧૩૭૯ શ્રીમાન રતનશીભાઈ ખીમજીભાઈ વિરાણીવાળા તરફથી ભેટ
- ૬૦૧ કોરી શ્રી માતાજીની પ્રતિમાની પધરામણીમાં ભેટ
- ૪૦૧ કોરી શ્રી માતાજીના મંદિરની ધ્વજા-આરોપણ ક્રિયામાં ભેટ
- ૨૦૧ કોરી શ્રી માતાજીને ફૂલનો હાર અર્પણની ક્રિયા હા. આપનાં ધર્મપત્ની સૌ. મેઘબાઈ
- ૧૨૫ કોરી આપનાં ધર્મપત્ની મેઘબાઈએ ખરડામાં મંડાવી તે
- ૫૧ કોરી સાધવી મૈયાજીએ માતાજીને હાર અર્પણ કર્યો તેના ચડાવાની

૧૩૭૯

૫૦૬ ગામ શ્રી લુડવા ગામ સમસ્ત મંડળ તરફથી હા. પા. રવજી લાલજી

૫૫૧ ગામ શ્રી ગઢશીશા સુધારક મંડળ તરફથી હા. માવજી શામજી

૩૫૧ શ્રીમાન રામજીભાઈ જેઠાભાઈ નખત્રાણાવાળા હાર ૧ લાનો ચડાવો

૨૧૧ા વેલજીભાઈ ભાણજી તથા માવજીભાઈ પ્રેમજી બોરડીટીંબાકંપાવાળા

૨૦૧ વેરસલપુર ગામ સમસ્ત ભાઈઓ તરફથી હ. - કાનજી ગોપાલ

૧૨૫ ગામ શ્રી વિરાણી લક્ષ્મીનારાયણ મંદિરવાળા ભાઈઓ તરફથી

૧૨૬ ગામ રામપરના ભાઈઓ તરફથી

૧૨૫ નખત્રાણા આથમણા વાસના ભાઈઓ તરફથી હા. નથ્થુ નાનજી

૪૧૦ કોટડા જડોદર સુધારક મંડળ તરફથી

| | | |
|---|---|---|
| ૧૨૫ | નખત્રાણા ઉગમણા વાસના મંદિર તરફથી | |
| ૧૨૫ | જશાભાઈ કાનજી નખત્રાણાવાળા તરફથી | |
| ૧૦૧ | ભણશાળી ઠાકરશી મેરાઈ ગામ બિટા | |
| ૧૦૧ | મિસ્ત્રી વાલજીભાઈ રતના ગામ માધાપુર | |
| ૧૦૧ | મિસ્ત્રી પ્રેમજી પાંચા ગામ કુકમા | |
| ૧૦૧ | ગામ નખત્રાણા વચલા વાસ તરફથી હા. અરજણ ગોપાલ | |
| ૧૦૧ | ભીમજીભાઈ વસ્તાભાઈ દેશલપર | |
| ૭૩ | શ્રી સાધ્વી મૈયાજી | મંજલ |
| ૭૦ | લાલજી ભીમજી | દનાપુર |
| ૫૧ | દેવજી રામજી | ધોળકા |
| ૫૧ | લાલજી મેઘજી હા. રામજી લાલજી | ગઢશીશા |
| ૫૧। | જીવરાજ હીરજી | માનકૂવા |
| ૫૧ | કરસન ઉકેડા | દેશલપર |
| ૫૧। | રતનશી કાનજી | તલવાણા |
| ૫૧ | પરબત લખુ | મથલ |
| ૫૧ | મેઘજી લખમશી | વિરાણી |
| ૪૭॥ | પ્રેમજી ખેતા કં. | વિરાણી |
| ૫૦। | નાનજી ભીમજી | નખત્રાણા |
| ૪૫ | રૂડાભાઈ પચાણ | નખત્રાણા |
| ૨૫ | ગામ કોડાય સમસ્ત તરફથી | |
| ૨૫ | પેથા રતના | લુડવા |
| ૨૫ | ભારાપર સુધારક ભાઈઓ તરફથી હા. કાનજી ખીમા | |
| ૨૫ | અખઈ ખીમજી | સાયરા |
| ૪૦ | ગામ ખાનપર હા. સવજી ભાણજી | |
| ૨૦ | રામજી વાલજી | સાયરા |
| ૨૫ | લાલજી સવજી | વિરાણી |
| ૨૫ | રતના ધનજી | કોટડા (જ) |
| ૨૫ | કચરા કેશરા | નારણપર |
| ૨૫ | કરશન પચાણ | નખત્રાણા |
| ૨૫ | સવજી માધા | તલવાણા |
| ૨૫ | કચરા સવદાસ | મથલ |
| ૨૫। | હંસરાજ દાના | નખત્રાણા |
| ૨૫ | ઠા. પૂંજા નરસી | દેશલપર |
| ૨૫ | બાઈ ડાઈબાઈ જાદવજી | ભુજ |
| ૨૫ | વાંઢાય ઉગમણા વાસના ઠકરાઈઓ તરફથી | |
| ૨૫ | વાંઢાય વચલા વાસના ઠકરાઈઓ તરફથી | |
| ૨૫ | મૂળજી જીવરાજ | જયપુર |

| | | |
|---|---|---|
| ૨૦ | ભીમજી કાનજી | લુડવા |
| ૨૦ | સવજી વસ્તા | દેશલપર |
| ૨૦ | અરજણ જીવરાજ | દરસડી |
| ૧૫ | નારણ કાનજી મથલ હાલ સેચડી કંપા | |
| ૧૭ | રામજી કેશરા | નખત્રાણા |
| ૧૫ | માધા સામજી | વડવા |
| ૧૫ | રવજી પેથા | દેશલપર |
| ૧૧ | કરશન શામજી | દેશલપર |
| ૧૦ | ખેતા હરભમ | મથલ |
| ૧૦ | લુવાર ગાંગજી મનજી | મેરાઉ |
| ૧૦ | નારણ વીરજી | દેવપુર |
| ૧૦ | ભણશાલી શામજી ભારમલ | ભવાનીપર |
| ૧૦॥ | કાનજી હીરજી | રાયણ |
| ૧૦ | દેવશી મેઘજી | નખત્રાણા |
| ૧૦ | દેવજી રાજા | નખત્રાણા |
| ૧૦ | રતનશી શામજી | માનકૂવા |
| ૧૦ | સવજી મનજી | નખત્રાણા |
| ૧૦ | લાલજી ગોપાલ | મઉ |
| ૧૦ | વસરામ રાજા | વિરાણી |
| ૧૦ | નાનજી કાનજી | મથલ |
| ૧૦ | વસરામ શામજી | તલવાણા |
| ૧૦ | હરજી લાલજી | માનકૂવા |
| ૧૦ | ભણશાલી જેરામ કેશવજી | મોથાળા |
| ૯ | વસરામ વીરજી | નખત્રાણા |
| ૫ | જેઠા દેવશી | માનકૂવા |
| ૫ | પચાણ દેવજી | માનકૂવા |
| ૫ | હરજી રામજી | નખત્રાણા |
| ૫ | નારણ રામજી પાંચાણી | નખત્રાણા |
| ૫ | અખઈ કાનજી | નખત્રાણા |
| ૫ | કરશન કચરા | દેશલપર |
| ૫ | કરશન પચાણ | દેશલપર |
| ૫ | મેઘજી નથ્થુ | દેશલપર |
| ૫ | માવજી જીવરાજ | નખત્રાણા |
| ૫ | ધનજી માંડણ | મથલ |
| ૫ | ભામજી કચરા | મથલ |
| ૫ | માધા વીરજી | મથલ |
| ૬ | મનજી નાંઈઆ | નખત્રાણા |
| ૫ | વસરામ નાનજી | મથલ |
| ૫ | વસરામ ગોપાલ | વિરાણી |

| | | |
|---|---|---|
| ૫ | કરશન ભાણજી | વિરાણી |
| ૫ | ખીમજી હીરજી | વિરાણી |
| ૫ | વસરામ અરજણ | નખત્રાણા |
| ૫ | મૂળજી જેઠા | નખત્રાણા |
| ૫ | નાનજી પૂંજા | નખત્રાણા |
| ૫ | સવદાસ અરજણ | નખત્રાણા |
| ૫ | નાનજીભાઈ | નખત્રાણા |
| ૫ા | વેલજી રૂડા | નખત્રાણા |
| ૫ | મેઘજી રામજી | નખત્રાણા |
| ૫ | ઉકેડા નાંઈયા | નખત્રાણા |
| ૫ | રામજી જેઠા | નખત્રાણા |
| ૫ | ભાણજી લધા | વડવા |
| ૫ | લાલજી રામજી | વિરાણી |
| ૫ા | વીરજી મૂળજી | લુડવા |
| ૫ | લાલજી ખીમજી | માનકૂવા |
| ૫ | જીવરાજ વસ્તા | માનકૂવા |
| ૫ | હીરજી ભાણજી | રામપર |
| ૫ | અરજણ રામજી | વડવા |
| ૫ | કાનજી રામજી | દેશલપર |
| ૫ | ખીમજી માંડણ | દેશલપર |
| ૫ા | ભાણજી ધનજી | દેશલપર |
| ૫ા | દેવજી કાનજી | દેશલપર |
| ૫ | મૂળજી નથ્થુ | દેશલપર |
| ૧૦ | સીંઘલ પૂંજાજી તથા ચાંદાજી લાધાજી વાંઢાય | |
| ૫ | કાનજી ભાણજી | વિરાણી |
| ૩૧ાા | પરચૂરણ ભેટની રકમ | |
| ૭૮૨૨ | | |
| ૯૪૭૯ | રૂ. ૩૩૧૬ાની પ્રત ૨૮૫ પ્રમાણે થઈ તે | |
| ૧૭૩૦૧ | કુલ કોરી | |

શ્રી ઉદ્ધવ આશ્રમ ઈશ્વરનગરના અપંગ વિદ્યાર્થીઓને મદદ આપનાર દાતાઓનાં શુભ નામો

| | | |
|---|---|---|
| ૫૧ | પટેલ વાલજી ભાણજી | માધવ |
| ૨૫ | પટેલ પચાણ લધા | બોરડીટીંબા |
| ૨૫ | પટેલ કરશનભાઈ પચાણ | બોરડીટીંબા કંપા સમસ્ત |
| ૨૫ | પટેલ વિરમભાઈ પરબત | મોતીસરી કંપા |
| ૨૫ | પટેલ હંસરાજ નારણ | રામપૂરા કંપા |
| ૧૫ | પા. વાલજી ભીમજી | બોરડીટીંબા |
| ૧૫ | રામપુરા કંપા સમસ્ત હા. નથ્થુ લધા | |
| ૧૫ | નાનજી લખમશી | બોરડીટીંબા |
| ૧૫ | હરજી દેવરાજ | બોરડીટીંબા |
| ૧૦ | રણજીતપૂરા કંપા સમસ્ત હા. દેવજી નથ્થુ | |
| ૧૦ | રામસી કંપા સમસ્ત હા. સવજી પાંચા | |
| ૧૦ | કરશન પૂંજા | રામપુરા |
| ૧૦ | અબજી તેજા | માધવપુરા કંપા |
| ૧૦ | કાનજી માધવજી | રણજીતપુરા |
| ૧૦ | નવાનગર ગામ સમસ્ત હા. કરશનભાઈ ખેતા | |
| ૧૦ | ખેતાભાઈ મનજી | બોરડીટીંબા |
| ૫ | મેઘજી પેથા | રામપુરા |
| ૫ | રતનશી ભાણજી | રામપુરા |
| ૫ | દેવજી નથ્થુ | રણજીતપુરા |
| ૫ | વસરામ લાલજી | રણજીતપૂરા |
| ૫ | હરિપુરા તાબે માલપુર ગામ સમસ્ત હા. મનજી પરબત | |
| ૫ | શાંતિપુરા ગામ સમસ્ત હા. દેવજી નારણ | |
| ૫ | સરદારપુરા ગામ સમસ્ત હા. વેલજી કેસરા | |
| ૫ | સેયડી કંપા સમસ્ત હા. હરજી પ્રેમજી | |
| ૫ | હીરજી લધા | રામપુરા |
| ૫ | લધા માવજી | બોરડીટીંબા |
| ૫ | રામજી ભાણજી | સેમળી કંપા |
| ૫ | ભાણજી કરશન | રામપુરા |
| ૫ | વાલજી પ્રેમજી | રામપુરા |
| ૫ | ઉમેદપુરા સમસ્ત હા. હીરજી કાનજી | |
| ૫ | ટીંબા તળાવ સમસ્ત હા. ખેતા કરશન | |
| ૫ | ખેતા કરશન | ટીંબાતળાવ |
| ૫ | પા. દેવશી ડાઈઆ | બોરડીટીંબા |
| ૫ | પા. શામજીભાઈ હરજી | બોરડીટીંબા |
| ૫ | પા. રવજીભાઈ નારણ | બોરડીટીંબા |
| ૧૨ા | પરચૂરણ આવેલા તે | |
| ૪૦૮ા | | |

નોંધ : ૧. શ્રી ઉમિયાજી માતાનું મંદિર બાંધવાની જમીન ખેતર નંગ ૩ આશરે જમીન પરાજા બેની તે વાંઢાયનાં સીંઘલ જેસંગજી પૂંજાજી તરફથી કૃષ્ણાર્પણ આવેલી છે, તેમનો અત્રે આભાર માનવામાં આવે છે.

૨. ઉપરોક્ત ફંડ એકત્ર કરવામાં શ્રીમાન નાનજીભાઈ કરશનભાઈ માસ્તર બોરડીટીંબાવાળાએ બહુ જ જહેમત ઉઠાવી હતી, જેથી અત્રે તેમનો આભાર માનવામાં આવે છે.

## આવક - જાવક

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૭૩૦૧ | શ્રી માતાજીના નૂતન મંદિર નિમિત્તે સદગૃહસ્થો તરફથી મળેલી ભેટ | ૧૫૭૯૦ | શ્રી ઉમિયાજી માતાનું નૂતન મંદિર બંધાવ્યું તેનો કુલ ખર્ચ થયું તે સં. ૨૦૦૦ના ચૈત્ર સુ. ૧૫ |
| | | ૧૫૧૧ | શ્રી પુરાત બાકી રહી |
| ૧૭૩૦૧ | | ૧૭૩૦૧ | |

## શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજ હેડઓફિસ - નખત્રાણા (કચ્છ)

માતાજીની પ્રતિષ્ઠા-મહોત્સવ બાદ, તે જ સાલના એટલે કે સંવત ૨૦૦૦ ના આસો સુદી ૧૪-૧૫ રવિ, સોમના દિવસેથી ઉદ્ધવ-આશ્રમ (વાંઢાય) મુકામે શ્રી કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના ભાઈઓની જાહેરસભા ભરવામાં આવી હતી. તેમાં કચ્છમાં વસતા જુદાં જુદાં ગામના ભાઈઓમાંથી પ્રત્યેક ગામ વાર બેથી પાંચ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી અને હાજર રહેલા ભાઈઓની સંમતિથી નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ હતા, જેની નોંધ નીચે પ્રમાણે છે.

૧. પીંડરુના સુતક સંબંધી :

બાળકના જન્મપ્રસંગે પીડરુ સૂતકનિવારણ માટે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવેલ છે.

બાળકને જન્મ આપનાર તેની માતા તથા પિતા તથા તેમના સાથે એકરસોડે જમનારાઓએ, બાળકનો જન્મ થયા પછી ૩૫ મે દિવસે મંદિરમાં બાળકને સાથે લઈ જઈ, શ્રી ભગવાનનાં દર્શન કરી ગંગાજળ પી પવિત્ર થવું. તે સિવાયનાં બાકીનાં કુટુંબીજનોએ બાળકના જન્મ પછી ૧૦ દિવસે, મંદિરમાં જઈ ગંગાજળ પીને પવિત્ર થવું. દીકરાનો જન્મ થયો હોય, તો શ્રી ભગવાનને ભેટ તરીકે કોરી ૧ ધરવી અને દીકરીનો જન્મ થયો હોય તો ભેટ તરીકે કોરી ૦॥ ધરવી અને મંદિરમાં રહેતા ચોપડામાં, દીકરો અગર દીકરી જેનો જન્મ થયો હોય તેનું નામ તથા જન્મની તિથિ તથા તેના પિતાનું નામ અટકસહિત લખાવવું. જન્મ આપનાર બાળકની માતાએ દિવસ ૧૨ સુધી ગૃહકાર્યમાં રસોડાનું કાર્ય કરવું નહિ.

૨. ઠરાવ સગપણ સંબંધી :

૧. સગપણ કરતી વખતે છોકરાની ઉંમર પાંચ વર્ષથી ઓછી હોવી જોઈએ નહિ તેમ છોકરીની ઉંમર ત્રણ વરસથી ઓછી હોવી જોઈએ નહિ.

૨. સગપણ કરતી વખતે વર પક્ષે કન્યાપક્ષને ટોપરાં નંગ ૨ બે તથા ગોળ શેર ૧॥ સવા તથા કોરી ૧ એક રોકડી આપવી.

૩. સગાઈ કરવા જતી વખતે વરપક્ષ તરફથી કન્યાને કોરી ૧। સવા ટીલું કાઢવાની તથા ચૂંદડી નંગ ૧ વાર દોઢની તે પણ સુતરાઉ આપવાની અને સગાઈમાં જો જમણ જમાડે તો વરપક્ષ તરફથી કન્યાપક્ષને કોરી ૧૨ બાર રોકડી આપવાની અને જમણ ચાર જમાડવાં.

૪. સગપણ થઈ ગયા બાદ, વરપક્ષ કન્યાપક્ષને લગ્ન અગાઉ આપવાના લાગાની વિગત દર દિવાળીએ કોરી ૦॥ અડધી તથા સગપણ થયાની પહેલી હુતાશનીએ કોરી ૨। સવાબે હાયડાની આપવી. બાકીની દરેક હુતાશનીએ કોરી ૧॥ દોઢ પ્રમાણે હાયડાની આપવી. ઉપર જણાવેલા આપવાના લાગા સિવાય બીજી કોઈ પણ જાતની લેતીદેતી આ બાબતમાં કરવી નહિ તેમજ વળતર પણ કરવી નહિ.

૫. સગપણ થયા પછી એટલે લગ્ન થયાં પહેલાં છોકરા અગર છોકરીમાં કોઈ કુદરતી ખોડખાંપણ જેવું લાગે અને તેના છેડા છુટા કરવા જેવું જણાય તો પાંચ ગામનાં પંચોને બોલાવી તેમની સંમતિથી તેવી બાબતનો નિકાલ કરાવવો. માત્ર ગામના એ જ મળી આવી બાબતનો તોડ કરવો નહિ.

૩ ઠરાવ લગ્ન સંબંધી :

૧. લગ્ન લખતી વખતે લગ્નના પડામાં કન્યાપક્ષે કોરી ૧ એક રોકડી નાખવી અને વરપક્ષે કોરી ૧ એક આપીને લગ્ન વધાવવું.

૨. આપણી જ્ઞાતિનાં બાળકોનાં લગ્ન છ વર્ષે કરવાં તેમાં છોકરીની ઉંમર ઓછામાં ઓછી પાંચ વર્ષની હોવી જોઈએ. તેથી નાની વયની છોકરીનાં લગ્ન કરવાં નહિ. જાનમાં જનાર માણસોની સંખ્યા દસથી વધુ હોવી જોઈએ નહિ. (વર તથા અણવર અને વરનાં માતાપિતા સિવાયનાં ઉપર જણાવેલાં માણસો દસ નક્કી કરવામાં આવેલ છે.)

૩. લગ્ન વખતે વાયણાની દોરી ૨૫ (પચ્ચીસ) વરપક્ષે કન્યાપક્ષના પિતાને આપવી.

૪. બીજા લાગાઓની કોરી છ નીચેની વિગત મુજબ આપવી. કોગળાની ૧), પોંખવાની ૧), પડલું પહેરી પગે લાગવાની ૧), છેડાછેડી બાંધવાની ૧), કુળદેવી ઉમિયા માતાજીની ૧), ફઈની ૧)

૫. કન્યાને વરપક્ષ તરફથી દાગીના આપવા તે નીચે મુજબ (૧) પગની પીની કડલી અથવા છડા (૨) હાથનાં સાદાં કંકણ (૩) ગળામાં ચાંદીનો હાર (૪) નાકમાં હેમની સળી.

૬. લગ્ન કરતી વખતે કન્યાને વરપક્ષ તરફથી નીચે મુજબ કપડાં આપવાં. ઘાઘરો ૧, ચૂંદડી ૧, કમખો અગર પોલકું ૧ આપવું. ઉપર લખેલાં ત્રણે કપડાં સુતરાઉ હોવાં જોઈએ.

૭. કન્યાપક્ષ તરફથી વરને કપડાં તથા વાસણ નીચે મુજબ આપવાં - કપડાં વરનાં માપનાં જોડ ૧ જેમાં પાટલુન ૧ ખમીસ અથવા પહેરણ ૧ પછેડી નંગ ૧ ટોપી નંગ ૧ તે પણ સુતરાઉ હોવાં જોઈએ. વાસણોમાં કાંસાની થાળી નંગ ૧ કાંસાનો વાડકો નંગ ૧ સાકર શેર રાા અથવા ગોળ શેર રાા

૮. કન્યા પરણીને જાનીવાસે જાય ત્યારે વરના પિતાએ કોરી ૧ એક પગે લાગવાની આપવી.

૯. ચોરી બાંધવા માટેનાં વાસણો પ્રજાપતિ પાસેથી લેવામાં આવે અને તેને જે લાગો આપવો પડે તે બન્ને પક્ષે અડધોઅડધ આપવો, લગ્ન સમાપ્ત થયા પછી તે વાસણો બન્ને પક્ષે અડધોઅડધ વહેંચી લેવાં.

૧૦લગ્ન કરાવનાર બ્રાહ્મણને વરપક્ષ તરફથી કોરી ૧ાા તથા કન્યાપક્ષ તરફથી કોરી ૧ એક દક્ષિણાની આપવી.

૧૧ધર્માદા લાગા તરીકે શ્રી ભગવાનને ભેટની વરપક્ષે કોરી રાા તથા કન્યાપક્ષે કોરી ૧ા સવા આપવી.

૧૨કન્યા પરણીને સાસરે ગયા પછી તેને પાછી લાવવા માટે બે માણસોએ જવું, જેમાં જમણ ટંક બે જમાડવા (જેને આણું કહેવામાં આવે છે.)

૪. ઠરાવ છૂટાં લગ્ન કરવા સંબંધી :

૧ જાનમાં વર તથા અણવર અને વરનાં માતાપિતા સિવાયનાં માણસોની સંખ્યા ૨૦ વીસની હોવી જોઈએ.

૨. જાનમાં બે થી વધારે ગાડાં લઈ જવાં નહિ.

૩. જાનને જમણ ટંક ચારનાં રાખવાં.

૪. ઉપર લખ્યા પ્રમાણે જાનમાં જનારની સંખ્યા સિવાય વધારે માણસ જો કોઈ લઈ જાય તો, દરેક માણસ દીઠ ટંક એકની કોરી એક લેખે કન્યાના પિતાને વર પક્ષે આપવી. અને ગાડાં બે સિવાય જો વધારે લઈ જાય તો વરના પિતા પોતાના જોખમે લઈ જાય તથા તેની ખાવા પીવાની તથા ઢોર બાંધવાની સગવડ પોતાના હિસાબે કરવી. ઉપર બતાવ્યા પ્રમાણે વધુ માણસો લઈ જનાર પાસેથી કોરી એક ટંક એકની બતાવી છે, પરંતુ દેશકાળને અનુસરી વધઘટ બન્ને પક્ષવાળાએ અગાઉથી સમજૂતી કરીને નક્કી કરવું.

૫. છૂટા લગ્ન કરાવનાર વરના પિતાએ આપવાના લાગા નીચે મુજબ - (૧) વાયણા તરીકેની કોરી ૪૦) ચાલીસ આપવી (૨) લાગાની કોરી ૬ છ કોગળાની ૧) પોંખવાની ૧) પડલું પહેરી પગે લાગવાની ૧) છેડા છેડી બાંધવાની ૧) કુળદેવી ઉમિયા માતાજીની ૧) ફઈની ૧) (૩) ચોરી બાંધવા માટે પ્રજાપતિનો જે લાગો થાય તે બન્નેએ અડધોઅડધ આપવો (૪) દાગીનામાં પગનાં કડલાં અથવા છડા, ગળામાં ચાંદીનો હાર, નાકમાં હેમની સળી હાથમાં કંકણ સાદું (૫) કન્યાને કપડાંમાં ઘાઘરો ૧ ચૂંદડી નંગ ૧ કમખો અગર પોલકું નંગ ૧ આ ત્રણે કપડાં સુતરાઉ આપવી. (૬) કન્યાપક્ષ તરફથી વરને કપડાં પાડલૂન નંગ ૧, ખમીસ અથવા પહેરણ નંગ ૧, પછેડી નંગ ૧, ટોપી અગર પાઘડી નંગ ૧, તે પણ સુતરાઉ આપવી.

૬. કન્યાપક્ષ તરફથી વરને વાસણો આપવાની વિગત નીચે મુજબ - કાંસાની થાળી ૧ કાંસાનો વાડકો ૧, સાકર શેર રાા અથવા ગોળ રાા

૭. કન્યા પરણીને જાનીવાસે જાય ત્યારે સાસરાને પગે લાગે ત્યારે સાસરાએ કોરી ૧ એક રોકડી આપવી.

૮. લગ્ન કરાવનાર બ્રાહ્મણને વરપક્ષ તરફથી કોરી પા સવા પાંચ તથા કન્યાપક્ષ તરફથી કોરી રા સવા બે દક્ષિણાની આપવી.

૯. ધર્માદા લાગાની વરપક્ષ તરફથી કોરી ૧૫ા સવા પંદર ભેટ તરીકેની શ્રી ઈષ્ટમંદિરમાં ભગવાનને ચરણે ધરવી.

૧૦ વર તથા કન્યાપક્ષ તરફથી ભગવાનને જે ભેટ ધરવામાં આવે તે મંદિરમાં રહેતા ચોપડે નોંધ કરાવી વર તથા વહુનું નામ નોંધાવવું.

૧૧ કન્યા પરણીને સાસરે ગયા પછી, કન્યાનાં માવીત્રોએ દીકરીને પોતાને ઘેર લાવવા માટે જવું જોઈએ જેને આણું કહેવામાં આવે છે. તે આણામાં માણસ ૫ પાંચથી વધુ હોવા જોઈએ નહિ અને જમણ ટંક ચાર જમાડવાં.

૫. ઠરાવ આણા સંબંધી :

૧. કન્યા ઉંમર ચૌદ વરસની થાય ત્યારે પડલું લેવાનું, તેમાં સાડલો નંગ ૧ રંગીત સુતરાઉ તથા કાકણ નંગ ૧ હેમનું મટેલું તે સાસરા પક્ષે આપવું.

૨. પડલું આપવા આવનાર માણસ ૧ તથા સાથે છોકરું ૧ જવું, તેને જમણ ટંક ચાર જમાડવાં.

૩. કન્યાની ઉંમર પંદર વરસની થાય એટલે પડલું આપવાના બીજે વરસે આણું વાળવું અને ત્યાર પછી સોળમે વરસે બીજું આણું મોકલાવી અને તે જ વરસની શ્રાવણ વદી સાતમ પછી કાયમના માટે બાઈને સાસરે મોકલી આપવી.

૬. ઠરાવ પુનર્લગ્ન સંબંધી :

આપણી જ્ઞાતિમાં પુનર્લગ્ન કરવા સંબંધી નીચે મુજબ ઠરાવો કરવામાં આવેલ છે.

૧. સગપણ કરતી વખતે પાંચિયો એક જે સગપણ નક્કી થવા બદલ દીકરીનાં કુટુંબીજનોના હાથે ફેરવવામાં આવે છે, તે પાંચિયો વરપક્ષવાળાએ આપવો.

૨. પુનર્લગ્ન નક્કી થતી વખતે પ્રસાદી વહેંચવામાં આવે છે તે માટે કોરી પાંચથી અંદર હોવી જોઈએ ને તે વરપક્ષ વાળાએ આપવી.

૩. દાગીના ચડાવવા આવતી વખતે વરપક્ષ તરફથી જણ બેએ આવવું, તે વખતના જમણ બદલ વરપક્ષ તરફથી કોરી ૨૫ પચ્ચીસ આપવી.

૪. લગ્ન કરવા આવતી વખતે ગાડાં બે તથા વર અને અણવર સિવાય માણસ ૨૦ વીસ લાવવા અને સાંજના જમી પુનર્લગ્ન વિધિ બ્રાહ્મણના હાથે કરાવીને પરોઢીએ દીકરીને વિદાય કરવી.

૫. પરણવા આવનાર વરપક્ષના પિતાએ જમણખર્ચ માટે નીચે મુજબ આપવું. ખીચડી સૌને તથા ગ્રથ મણ ૧ એક આપવું.

૬. પુનર્લગ્ન વિધિ કરનાર બ્રાહ્મણને દક્ષિણા બદલ કોરી ૨॥ અઢી આપવી તથા ખીચડીનું સીધું આપવું.

૭. પુનર્લગ્ન વિધિ પૂરી થયા બાદ ભગવાનને ભેટ તરીકે વરપક્ષે કોરી ૧૦। સવા દસ આપવી.

૮. પુનર્લગ્ન સંબંધમાં સગપણ કરવાની શરૂઆતથી તે પુનર્લગ્ન સંપૂર્ણ થઈ જવા.

## શ્રી ઉમિયા માતાજીની આરતી

ૐ જય ઉમિયા માતા, ૐ જય ઉમિયા માતા
બાળક ભેગાં થઈને ગુણલાં તારાં ગાતાં.... ૐ

પાવન તવ આંગણમાં મનડાં મદમાતા મા (૨)
આરતી કરતાં તારી હૈયાં હરખાતાં.... ૐ ૧

બાળ તમારાં ભમતાં ભગના સાગરમાં (૨)
ઉગારો આ આત્માને આ જન્માંતરમાં.... ૐ ૨

સકળ જગતને માડી આશિષ બહુ આપો મા (૨)
ત્રિવિધ તાપ નિજ જનના કૃપા કરી કાપો.... ૐ ૩

બાળક શરણે આવ્યા અંતર શુદ્ધ કરવા મા (૨)
હૈયાના ઘટમાંહી પાવન ભવા ભરવા.... ૐ ૪

જગના ચોક માંહી છે જાગ્યા અંધારા મા (૨)
પરમ પ્રકાશને પામી જીવન હો ન્યારા.... ૐ ૫

ૐ જય ઉમિયા માતા, ૐ જય ઉમિયા માતા
બાળક ભેગાં થઈને ગુણલાં તારાં ગાતાં.... ૐ ૬

# ઉમિયા માતાજી સંસ્થાન વિકાસની તવારીખ



*ઈ.સ. ૧૯૯૦ માં રામનવમી પ્રસંગે ધર્મસભામાં પ્રવચન આપતા વાલદાસજી મહારાજ*

હાલે જ્યાં ઉમિયા માતાજીનું મંદિર છે, ત્યાં તે સમયે મૂળ જૂનો દ્વારો હતો. સંત શ્રી વિહારીસાહેબ, શ્રી ઈશ્વરરામજી, શ્રી લાલરામજી અને શ્રી ઓધવરામજી જેવા સંતોએ ત્યાં તપશ્ચર્યા કરી હતી. સંતો અને પાટીદાર જ્ઞાતિના વડીલોએ વાવેલું એ બીજ આજે વટવૃક્ષ બની ચૂક્યું છે, પરંતુ પ્રારંભિક તબક્કામાં આ સ્થાનમાં ઉમિયા માતાજીનું નાનકડું મંદિર હતું અને થોડાક ઓરડા માત્ર બંધાયા હતા.

વિકાસના પ્રથમ તબક્કામાં ઉમિયા માતાજી મંદિરના પરિસરમાં પાયાની સુવિધાઓ ઊભી કરવામાં આવી, જેમાં પીવાના પાણીનો પ્રશ્ન હલ કરવા દેશલપરથી પાઈપલાઈન દ્વારા પાણી પહોંચાડવામાં આવ્યું અને ઈ.સ. ૧૯૭૧માં સંસ્થામાં વીજળીકરણ પણ થયું. આ સમયગાળા દરમ્યાન સંસ્થાએ ગૌશાળાનો પ્રારંભ કર્યો અને અલાયદી જમીન મેળવી ઉમિયા બાગની યોજના હાથ ધરી.

ઈ.સ. ૧૯૭૪માં ઉમિયા માતાજી મંદિરના પટાંગણમાં ઓધવરામ ભવનનું નિર્માણ કરવામાં આવ્યું. આ બધી યોજનાઓને કાર્યાન્વિત કરવા કચ્છ અને કચ્છ બહારના દાતાઓનો ઉલ્લેખનીય સહયોગ સંસ્થાને સાંપડ્યો હતો.

પ. પૂ. સંતશ્રી વાલરામજી મહારાજની પ્રેરણા અને સહયોગથી ઈ.સ. ૧૯૭૮માં ઉમાદેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્રનો શુભ આરંભ થયો, જે આજે પણ વર્ષે હજારો યાત્રાળુઓને ભોજનની સેવા અવિરતપણે પૂરી પાડતું રહ્યું છે.

વિકાસના બીજા તબક્કામાં છેલ્લા અઢી દાયકામાં ઉમિયા માતાજી સંકુલનો નોંધપાત્ર વિકાસ થયો. માતાજીના મંદિરની આસપાસની જમીન સંપાદન કરી પરિસરનો વિસ્તાર કરવામાં આવ્યો. આજે પરિસરમાં જે ભવનો નજરે પડે છે તે અદ્યતન સુવિધાયુક્ત પાંચે વિશાળ ભવનોનું નિર્માણ આ સમયગાળા દરમ્યાન જ કરવામાં આવ્યું, જે યાત્રાળુઓ માટે આવાસની ઉત્તમ સગવડ પૂરી પાડે છે.

આ અરસામાં જ મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. અન્નક્ષેત્ર માટે વિશાળ ભોજનખંડ, રસોઈઘર બાંધવામાં આવ્યાં. ઉમિયા માતાજી મંદિરના પ્રાંગણમાં આ પવિત્ર સ્થાન પર સાધના કરનાર બ્રહ્મનિષ્ઠ સંત શ્રી ઈશ્વરરામજી મહારાજનો ખંડ અને તેમાં તેમનો ઢોલિયો દર્શનાર્થે મૂકવામાં આવ્યો છે અને ઉમિયા માતાજી મંદિરનિર્માણના પ્રેરણાદાતા પ. પૂ. સંતશ્રી ઓધવરામજી મહારાજ અને તેમની સાથે તેમના ગુરુ સંતશ્રી લાલરામજી મહારાજનું દર્શનમંદિર બનાવી પ્રતિમાનું સ્થાપન કરવામાં આવ્યું છે. સુંદર પ્રવેશદ્વારથી સુશોભિત ઉમિયા માતાજી સંસ્થાન પરિસરનું વિશાળ પ્રાંગણ છે અને નાનામોટા સભાખંડો પણ છે. લીલાંછમ વૃક્ષોથી આચ્છાદિત સમગ્ર સંકુલ રમણીય ભાસે છે.

ઈ.સ. ૨૦૦૧માં કચ્છમાં ત્રાટકેલા વિનાશક ભૂકંપમાં ઉમિયા માતાજીનું મંદિર પણ ક્ષતિગ્રસ્ત થઈ ગયું હતું. તેથી એ



*ઈ.સ. ૧૯૯૧ માં રામનવમી ઉત્સવ પ્રસંગે પદયાત્રીઓના સામૈયા માટે સજ્જ થયેલા સંસ્થાના અગ્રણીઓ*

મંદિરની સામેના પ્રાંગણમાં શિલ્પકલાથી સુશોભિત મા ઉમિયાના ભવ્ય મંદિરનું નિર્માણ કરવામાં આવ્યું. બંસીપહાડપુર પથ્થરનો ઉપયોગ કરીને બંધાયેલા આ વિશાળ મંદિરમાં સંતોએ પ્રસ્થાપિત કરેલ મા ઉમિયાની મૂળ મૂર્તિની જ પુનઃ પ્રાણપ્રતિષ્ઠા તા. ૧ થી ૩ એપ્રિલ ૨૦૦૯ રામનવમીના શુભદિને કરવામાં આવી છે.

સંતશ્રી વાલરામજી મહારાજની પ્રેરણાથી હરિદ્વાર ખાતે એક કથા-પારાયણનું આયોજન કરાયું હતું એ નિમિત્તે એકત્ર

Trust 1

થયેલ ફંડમાંથી સંતશ્રીએ રૂ. ૫૧,૦૦૦ ઉમિયા માતાજી મંદિરે અન્નક્ષેત્ર શરૂ કરવા માટે અર્પણ કરવાની ભાવના વ્યક્ત કરી, એ સમયના પાટીદાર સમાજના આગેવાનોએ સંતશ્રી વાલરામજી મહારાજના આ વિચારને વધાવી લીધો અને તા. ૨૮-૩-૧૯૭૭ના રોજ ઉમિયાદેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્રની રચના કરવામાં આવી, જેના પ્રથમ પ્રમુખશ્રી પ્રેમજી રામજી અમૃતિયા વરાયા અને ઉમિયા માતાજીના મંદિરે દર્શન કરવા આવતા તમામ યાત્રાળુઓ માટે અન્નક્ષેત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું.

અન્નક્ષેત્રના ખર્ચને પહોંચી વળવા કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની વસ્તીવાળાં ગામોમાંથી કુટુંબ દીઠ રૂ. ૧૦૦ નું દાન મેળવવાનું પણ શરૂ કરાયું અને ખેડૂતો તરફથી ઘઉંનું દાન



ઈ.સ. ૧૯૯૨ રામનવમીના ધર્મસભાને સંબોધતા સ્વામિનારાયણ સંતો

પણ લેવાનું શરૂ કરાયું. આ કાર્ય માટે પ્રમુખશ્રી પ્રેમજીબાપા તેમજ તે સમયના ટ્રસ્ટીઓ અને આગેવાનો ગામેગામનો પ્રવાસ પણ કરતા હતા. આ કાર્યમાં ખાસ કરીને ખેડૂતો તરફથી ખૂબ જ સારો પ્રતિસાદ મળતો હતો.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ૧૯૭૭માં યોજાયેલ દ્વિતીય અધિવેશનમાં જ્ઞાતિમાં સમૂહલગ્નો યોજવા અંગેનો ઠરાવ કરાયો હતો અને એ બાબત ઉપર વિશેષ ભાર પણ મુકાયો હતો. સમાજના આ અભિગમને મૂર્ત સ્વરૂપ આપવાનો ઉમિયા માતાજી ટ્રસ્ટે તા. ૨-૧૧-૧૯૮૦ની કારોબારીમાં નિર્ણય કર્યો અને રૂપિયા ૨૫૧ની રકમ લઈને કોઈ પણ વિસ્તારના જ્ઞાતિજન સમૂહલગ્નમાં જોડાઈ શકશે એવો પણ નિર્ણય કરાયો અને ઈ.સ. ૧૯૮૦થી જલતી કરાયેલી આ સમૂહ લગ્નવિધિ જ્યોત ૩૦ વર્ષથી અવિરત પણે ચાલુ છે અને ઉમિયા માતાજી સંસ્થાનમાં અક્ષયતૃતીયા અને વસંતપંચમી



તા. ૨૪-૩-૧૯૯૧ના રામનવમીના રોજ સભાને સંબોધતા સ્વામી સચ્ચિદાનંદજી મહારાજ સાથે સમાજના અગ્રણીઓ ઉપસ્થિત છે.

એમ વર્ષમાં બે દિવસોએ સમૂહલગ્નો યોજાતાં રહ્યાં છે.

ધીરે ધીરે લોકોમાં સમૂહ લગ્ન પ્રત્યે જાગૃતિ આવતા કચ્છનાં જુદા જુદા વિસ્તારોમાં સ્થાનિક સમાજો દ્વારા સમૂહલગ્નો યોજાવા લાગ્યાં અને ઉમિયા માતાજી સંસ્થાનમાં આવતાં લગ્નાર્થીઓ પોતપોતાના ગામ કે વિસ્તારમાં યોજાતાં સમૂહલગ્નોમાં જોડાવા લાગ્યાં. તેમ છતાં ઉમિયા માતાજી સંસ્થાન ખાતે તો સમૂહલગ્ન યોજાવાનું ચાલુ જ રહ્યું છે.

ઈ.સ. ૨૦૦૯માં દેશલપરની આસપાસનાં ૧૬ ગામોની સમૂહલગ્ન સમિતિએ આ કાર્યની જવાબદારી ઉઠાવી લેતાં આ કાર્યમાં વેગ આવ્યો છે. વાંઢાયની આસપાસનાં ૧૬ ગામનાં તેમજ અન્ય વિસ્તારનાં યુગલો ઉમિયા માતાજી સંસ્થાન ખાતે આ સમિતિ દ્વારા યોજાતા સમૂહલગ્નમાં જોડાઈને મા ઉમિયાના આશિષ મેળવે છે.

Trust 2

સને ૧૯૮૨માં ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે ડો. વી. એચ. પટેલની વરણી કરવામાં આવી. ઉમિયા માતાજી સંસ્થાનમાં જરૂરી બાંધકામ અને વિકાસની જવાબદારી આ



ઈ.સ. ૧૯૯૩ માં યોજાયેલ મેડિકલ કેમ્પ વેળાની તસવીર



*ઈ.સ. ૧૯૯૩ માં યોજાયેલ મેડિકલ કેમ્પ વેળાની તસવીર*

ટ્રસ્ટે સંભાળી ત્યારે અન્નક્ષેત્ર અને ભોજનાલયની જવાબદારી ઉમિયા દેવી અને ઈશ્વરરામજી ટ્રસ્ટના શિરે રહી.

સને ૧૯૮૩માં યાત્રાળુઓને ઊતરવા માટે ત્રણ માળનું વિશ્રાંતિગૃહનું બાંધકામ શરૂ કરાયું. તેમાં કુલ્લે ૧૫ રૂમો બંધાયા. વિશ્રાંતિગૃહનું નામકરણ શ્રી રવિલાલભાઈ કેશરા રામજીયાણીએ તેમના પિતાશ્રી કેશરાભાઈ રામજીયાણીના સ્મણાર્થે રૂ. ૫૧,૦૦૦ આપીને કરાવ્યું હતું, જેનું ઉદ્‌ઘાટન ૧૯૮૪માં સંતશ્રી વાલદાસજી મહારાજના હસ્તે કરાયું હતું. એ નિમિત્તે પ્રકાશિત થયેલ સ્મર્ણિકાનું વિમોચન પણ તા. ૯-૪-૧૯૮૪ના કરવામાં આવ્યું હતું. આ વર્ષે મંદિરનું આધુનિકીકરણ કરવામાં આવ્યું અને સંસ્થાના વિકાસ માટે બે પ્લોટોની ખરીદી કરવામાં આવી.

Book

સને ૧૯૮૫માં સંસ્થાએ સંપાદિત કરેલ ઉમિયા બાગની જમીન પર નીલગીરીનું વાવેતર કરવાનું નક્કી થયું. આ સમય દરમ્યાન શ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા કચ્છ જિલ્લા પંચાયતના પ્રમુખપદે અને શ્રી નારાણભાઈ રામજી પોકાર બાંધકામ સમિતિના પ્રમુખપદે કાર્યરત હતા. તેથી આ બન્ને આગેવાનોએ અંગત રસ લઈ લુડવાથી વાંઢાય સુધીનો પાકો ડામર રોડ બંધાવી આપ્યો જેથી એ વિસ્તારના યાત્રાળુઓની અવર-જવરની સુવિધામાં વધારો થયો.

તા. ૧૭-૪-૧૯૯૬ના યોજાયેલ ઉમિયા માતાજી ટ્રસ્ટની સામાન્ય સભામાં ટ્રસ્ટના પ્રમુખપદે શ્રી નારાણભાઈ રામજી પોકારની અને મંત્રી પદે છગનલાલ પ્રેમજી અમૃતિયાની વરણી થઈ, આ કાર્યભાર તેમણે સતત આઠ વર્ષ લગી સંભાળેલો હતો. તેમના સમય ગાળામાં માતુશ્રી રતનબાઈ વિશ્રામ પોકાર પથિકાશ્રમનું નિર્માણ થયું તેમજ અન્નપૂર્ણાભવનનું બાંધકામ પણ તેમના સમયમાં જ પરિપૂર્ણ થયું.

૧૯૮૬માં શિક્ષણસમિતિની રચના કરવામાં આવી હતી, જેના પ્રમુખ તરીકે ડો. વી. એચ. પટેલ નિયુક્ત થયા હતા અને જ્ઞાનપ્રચાર સમિતિની રચના કરવામાં આવી હતી. જેનાં પ્રમુખ તરીકે શ્રી પ્રેમજી રામજી અમૃતિયા નિયુક્ત થયા હતા.

સને ૧૯૯૧થી ૧૯૯૪ દરમિયાન ઉમિયાદેવી તથા શ્રી ઈશ્વર રામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટના પ્રમુખપદે શ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયા અને મંત્રીપદે શ્રી નારાણભાઈ વિશ્રામ ભગતે સેવા આપી હતી. ઉમિયા માતાજી સંસ્થાન ખાતે આવેલું ભોજનાલય નાનું પડતું હોવાથી હાલે જે ભોજનાલય છે તેનું નિર્માણ આ સમય દરમ્યાન કરવામાં આવ્યું.

૧૯૮૭માં ગોવિંદભાઈ મેઘજી મદનપુરાવાળા તરફથી ઉમિયા માતાજી પરિસરમાં મુખ્ય પ્રવેશદ્વાર બંધાવી આપવામાં આવ્યું.

૧૯૮૯માં ઉમિયા માતાજી સંકુલમાં પ્રેરણામૂર્તિ સંતશ્રી ઓધવરામજી મહારાજની મૂર્તિને પ્રતિષ્ઠિત કરવામાં આવી.

૧૯૯૦માં દેશલપરથી વાંઢાય તરફનો અને ભુજ તરફનો એમ બે ગેઈટ માતુશ્રી ભચીબેન રતનશી છાભૈયાના સ્મર્ણાર્થે નારણભાઈ રતનશી છાભૈયા, રાજપર તરફથી બંધાવી આપવામાં આવ્યા, અને ૧૯૯૩ના લુડવાથી વાંઢાય તરફનું પ્રવેશદ્વાર શ્રી લધાભાઈ વિશ્રામ પોકાર તરફથી બાંધી આપવામાં આવ્યું.

સને ૧૯૯૪થી ૧૯૯૯ દરમિયાન ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે જેઠાભાઈ લાલજી ચોપડા અને મંત્રીપદે કરસનભાઈ પચાણ ચૌહાણે સેવાઓ આપી હતી. આ સમયગાળામાં અન્નપૂર્ણાભવનને અડીને ઉમિયાભવનનું નિર્માણ કરવામાં આવ્યું. ત્યાર બાદ ભોજનાલયના ઉપરના ભાગમાં ગેસ્ટહાઉસનાં રૂમો બાંધવામાં આવ્યા, જેનું નામ દાતાશ્રી માતુશ્રી રતનબેન વિશ્રામ પોકાર લાલરામ ભવન રાખવામાં આવ્યું, જેનું ઉદ્‌ઘાટન ૧૯૯૭માં કરાયું અને ઉમા



*તા. ૧-૪-૧૯૯૩ રામનવમીના રોજ શ્રી ભચીબેન રતનશી હંસરાજ છાભૈયા ગામ-રાજપર ઉમા પ્રવેશ દ્વાર નું ઉદ્‌ઘાટન કરતા શ્રી વાલદાસજી મહારાજ તથા દાતાઓ અને અગ્રણીઓ*

મહેશ્વર ભોજનાલય હોલનું ઉદ્‌ઘાટન શ્રી મનજીભાઈ વાલજી સાંખલા ઉખેડાવાળા અને શ્રી મણિલાલ પૂંજા રામાણીના વરદ્ હસ્તે કરવામાં આવ્યું. ૧૯૯૬માં મહાસુદ પૂર્ણિમાના શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિની રચના કરવામાં આવી અને હજારો સનાતનધર્મપ્રેમી ભાઈ-બહેનોની



*ઈ.સ. ૧૯૯૩ વસંત પંચમીના રોજ યોજાયેલ સમૂહ લગ્ન ની ઝલક*

ઉપસ્થિતિમાં વાંઢાયથી વિરાણી (મોટી) વિરાટ ધર્મયાત્રા કાઢવામાં આવી. આ ધર્મપ્રચાર સમિતિના પ્રમુખપદે શ્રી પ્રેમજીભાઈ પુંજા વાસાણી વરાયા હતા.

સને ૧૯૯૬માં ઉમિયા માતાજી ટ્રસ્ટે તેનું મુખપત્ર ઉમા દર્પણનું પ્રકાશન શરૂ કર્યું, જેના માનદ્ તંત્રીપદે શ્રી રતિલાલ મનજી પટેલ નિયુક્ત થયા. સને ૧૯૯૮માં ઉમિયા માતાજી મંદિરનો સુવર્ણજયંતી મહોત્સવ ખૂબ જ શાનદાર રીતે ઉજવવામાં આવ્યો.

સને ૧૯૯૯થી ૨૦૦૮ દરમિયાન ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુએ તેમની બહુમૂલ્ય સેવાઓ આપી. ૧૯૯૯થી ૨૦૦૦ દરમિયાન શ્રી માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા મંત્રીપદે રહ્યા હતા સને ૨૦૦૨થી ૨૦૦૮ દરમ્યાન શ્રી શિવજીભાઈ નાનજી કાનાણીએ મંત્રીપદે રહીને તેમની સેવાઓ આપી હતી.

Trust 3 after merging Trust 1 and Trust 2 →

૧૯૯૯માં ઉમિયા દેવી ઈશ્વરરામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટ અને ઉમિયા માતાજી ટ્રસ્ટનું વિલીનીકરણ કરવામાં આવ્યું અને એક જ ટ્રસ્ટ શ્રી ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટ રાખવામાં આવ્યું અને ડૉ. વી. એચ. પટેલ ૧૯૯૪થી ૧૯૯૯ દરમિયાન ઉમિયા દેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્રના પ્રમુખપદે સેવા આપીને નિવૃત્ત થયા.



*ઈ.સ. ૧૯૯૧ માં રામનવમી ઉત્સવ પ્રસંગે પદયાત્રીઓના સામૈયા માટે સજ્જ થયેલા સંસ્થાના અગ્રણીઓ*

સને ૨૦૦૧માં કચ્છમાં વિનાશક ભૂકંપ આવતાં કચ્છનાં ગામોમાં ઘણાં મકાનો ધ્વંસ થઈ જતાં તાત્કાલિક સહાયની આવશ્યકતા ઊભી થઈ, એ સમયે ઉમિયા માતાજી ઈશ્વરરામજી ટ્રસ્ટ અસરગ્રસ્તોની વહારે થયું અને કચ્છના કડવા પાટીદારોની વસ્તીવાળાં ગામોમાં ભૂંકપગ્રસ્તોનાં મકાન બાંધવા તદ્દન રાહત ભાવે ૮૦ હજાર થેલી સિમેન્ટનું વિતરણ કર્યું. આ કાર્ય માટે દાતાઓ તરફથી તેમજ ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા તરફથી સંસ્થાને દાન પણ મળ્યું હતું.

સને ૧૯૯૮માં કંડલામાં ત્રાટકેલા વાવાઝોડા વખતે પણ જ્ઞાતિનાં ભાઈ-બહેનોને મદદ કરવા રૂપિયા પાંચ લાખની વ્યાજમુક્ત લોન આપી હતી. સંસ્થાએ સુરતમાં પૂરપીડિતો માટે ફૂડપેકેટો મોકલીને માનવ સેવાનાં કાર્યમાં તેનું યોગદાન આપ્યું હતું.

તા. ૧૭-૪-૨૦૦૫માં સંતશ્રી ઓધવરામજી મહારાજની બાજુમાં તેમના ગુરુ બ્રહ્મલીન સંતશ્રી લાલરામજી મહારાજની મૂર્તિનું સ્થાપન કરાયું અને જ્ઞાતિનાં આર્થિક રીતે નબળાં કુટુંબોને તબીબી સહાય કરવા આરોગ્યનિધિની પણ શરૂઆત કરવામાં આવી. ભુજમાં ઉમાદર્પણ માટે કાર્યાલય તેમજ અન્ય સામાજિક પ્રવૃત્તિઓ માટે ઉમાહોલ સંસ્થા દ્વારા ખરીદવામાં



*તા. ૯-૪-૧૯૯૫ રામનવમીના યોજાયેલ સંસ્થાની વાર્ષિક સામાન્ય સભામાં ઉપસ્થિત હોદ્દેદારો*

# શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાઢાંય

## ૧૯૯૧ના હોદ્દેદારશ્રીઓ

### કારોબારી સમિતિના હોદ્દેદારો

| | | |
|---|---|---|
| પ્રમુખશ્રી | નારાણભાઈ રામજી પોકાર | રાયણ |
| ઉપપ્રમુખશ્રી | જેઠાલાલભાઈ લાલજી ચોપડા | રાજપર |
| ઉપપ્રમુખશ્રી | વાલજીભાઈ નારાણ ભગત | નખત્રાણા |
| મંત્રીશ્રી | છગનલાલ પ્રેમજી અમૃતિયા | કલ્યાણપર |
| સહમંત્રીશ્રી | ધનજીભાઈ પુંજા લીંબાણી | દરસડી |
| સહમંત્રીશ્રી | કે. વી. પાટીદાર | ખેડોઈ |
| સહમંત્રીશ્રી | કાનજીભાઈ રામજી ભીમાણી | કલ્યાણપર |
| ખજાનચીશ્રી | કરસનભાઈ પચાણ ચૌહાણ | આણંદસર-ભુજ |

### ટ્રસ્ટી મંડળ

| | | | |
|---|---|---|---|
| શ્રી પ્રેમજીભાઈ પુંજા વાસાણી | વિથોણ | શ્રી દેવજીભાઈ વાલજી ચૌહાણ | આણંદસર |
| ડૉ. વી. એચ. પટેલ | લુડવા (ભુજ) | શ્રી વાલજીભાઈ રામજી પરવાડીયા | કોટડા ચકાર |
| શ્રી સામજીભાઈ જીવરાજ લીંબાણી | કોટડા (જ.) | શ્રી પ્રેમજીભાઈ ખીમજી રૂડાણી | અંગીયા નાના |
| શ્રી હરીભાઈ કાનજી માવાણી | દેશલપર | શ્રી લઘાભાઈ વિશ્રામ પોકાર | લુડવા |
| શ્રી ધનજીભાઈ શીવગણ રૂડાણી | જીયાપર | શ્રી ગોવિંદભાઈ મેગજી રામજીયાણી | મદનપુરા |
| શ્રી રવિલાલભાઈ કેશરા રામજીયાણી | દેશલપર | | |

### કારોબારી સભ્યશ્રીઓ

| | | | |
|---|---|---|---|
| શ્રી શીવદાસભાઈ ગોવિંદ છાભૈયા | દરસડી | શ્રી શીવજીભાઈ વાલજી ચૌહાણ | આણંદસર |
| શ્રી નારાણભાઈ વિશ્રામ ભગત | ખેડોઈ | શ્રી માવજીભાઈ વસ્તા રૂડાણી | વિરાણી-મોટી |
| શ્રી રવજીભાઈ કરસન રૂડાણી | વિભાપર | શ્રી ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી | રાજપર |
| શ્રી નારાણભાઈ દેવજી | જીયાપર | શ્રી જીવરાજભાઈ ધનજી નાકરાણી | નેત્રા-વડાલી |
| શ્રી અરજણભાઈ લાલજી છાભૈયા | દરસડી | શ્રી રતનશીભાઈ લાલજી વેલાણી | દુર્ગાપુર |
| શ્રી કરમશીભાઈ પ્રેમજી ઉકાણી | મમાયમોરા | શ્રી હિરાલાલભાઈ હંસરાજ પોકાર | મંગવાણા-ભુજ |
| શ્રી વેલજીભાઈ પ્રેમજી ધોળુ | લુડવા | શ્રી ગોવિંદભાઈ માવજી સેંઘાણી | મમાયમોરા |
| શ્રી રતિલાલ શીવગણ ગોરાણી | ખેડોઈ | શ્રી કરસનભાઈ માવજી | ખીરસરા-નેત્રા |
| શ્રી અરજણ શીવજી માવાણી | દેશલપર | શ્રી રતનશીભાઈ લધારામ ધોળુ | વિથોણ |
| શ્રી નારાણભાઈ રતનશી છાભૈયા | રાજપર | શ્રીમતી ભાનુબેન વાલજી પ્રેમજીયાણી | લુડવા |
| શ્રી શીવજીભાઈ નાનજી કાનાણી | કલ્યાણપર | શ્રીમતી શાન્તાબેન પરસોત્તમ ઉકાણી | ખોંભડી |
| શ્રી કરમશીભાઈ ગંગદાસ પારસીયા | દેશલપર-ભુજ | શ્રીમતી મંજુલાબેન નાનાલાલ ઉકાણી | ગઢશીશા |
| શ્રી શામજીભાઈ હરજી સેંઘાણી | મમાયમોરા | શ્રીમતી દેવીલાબેન માવજી ભગત | વિથોણ |
| શ્રી સોમજીભાઈ નાનજી ધોળુ | પદમપુર | શ્રીમતી રતનબેન માવજી ભગત | વિથોણ |
| શ્રી માવજીભાઈ કેસરા રામાણી | નખત્રાણા | | |
| શ્રી વિશ્રામભાઈ દેવજી | દેવીસર | **ઓડીટર** | |
| શ્રી રવજીભાઈ વાલજી પદમાણી | વિથોણ | શ્રી માવજીભાઈ મેગજી ભગત | વિથોણ |
| શ્રી જશવંતભાઈ દેવજી સાંખલા | ઘડુલી | શ્રી અબજીભાઈ વિશ્રામ કાનાણી | વિરાણી મોટી |

### કાયમી આમંત્રિતો

| | | | |
|---|---|---|---|
| શ્રી રતિલાલ વિશનજી ચૌહાણ | દરસડી | શ્રી શાંતિલાલ પ્રેમજી દિવાણી | રાયણ |
| શ્રી દેવજીભાઈ માવજી લીંબાણી | પાલનપુર | શ્રી ભવાનજીભાઈ ભાણજી રામાણી | બિદડા |
| શ્રી ખીમજીભાઈ દેવશી ઉકાણી | દરસડી | શ્રી નારાણભાઈ ભાણજી દડગા | મમાયમોરા |
| શ્રી રામજીભાઈ પ્રેમજી સેંઘાણી | કોટડા ચકાર | શ્રી માધવજીભાઈ પ્રેમજી અમૃતીયા | કલ્યાણપર |
| શ્રી કરમશીભાઈ નાગજી | અંગીયા | શ્રી કરસનભાઈ પ્રેમજી ચૌહાણ | આણંદસર |
| શ્રી રવજીભાઈ પ્રેમજી અમૃતિયા | કલ્યાણપર | શ્રી દેવજીભાઈ હરજી ધનાણી | નખત્રાણા |
| શ્રી ખીમજીભાઈ કરસન માવાણી | દેશલપર | શ્રી નારાણભાઈ પુંજા માનાણી | વિરાણી મોટી |
| શ્રી ભીમજીભાઈ વિશ્રામ વાસાણી | વિરાણી નાની | શ્રી નારાણભાઈ હીરજી ધોળુ | નાગલપર |
| શ્રી ડો. પ્રેમજીભાઈ રામજી ગોગારી | સાંયરા | શ્રી દેવજીભાઈ ખીમજી | રસલીયા-ગાંધીધામ |
| શ્રી કરસનભાઈ વિશ્રામ | કાદીયા | શ્રી ભીમજીભાઈ કરસન વેલાણી | કલ્યાણપર |

## શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાઢાંય

૧૯૯૪ના હોદ્દેદારશ્રીઓ

### કારોબારી સમિતિના હોદ્દેદારો

| | | |
|---|---|---|
| પ્રમુખ | શ્રી જેઠાભાઈ લાલજી પટેલ | રાજપર |
| ઉપપ્રમુખ | શ્રી હંસરાજ દેવજી પટેલ | દુર્ગાપુર |
| ઉપપ્રમુખ | શ્રી છગનલાલ પ્રેમજીભાઈ પટેલ | ભુજ |
| મંત્રી | શ્રી કરસનભાઈ પચાણભાઈ પટેલ | ભુજ |
| સહમંત્રી | શ્રી ધનજીભાઈ પુંજા પટેલ | દરશડી |
| સહમંત્રી | શ્રી કાંતિલાલ વિશ્રામ પટેલ | ખેડોઈ |
| સહમંત્રી | શ્રી કાનજીભાઈ રામજી પટેલ | કલ્યાણપર |
| ખજાનચી | શ્રી માવજીભાઈ કેશરા પટેલ | વિથોણ |

### ટ્રસ્ટી મંડળ

| | | | |
|---|---|---|---|
| શ્રી પ્રેમજીભાઈ પુંજા વાસાણી | વિથોણ | શ્રી દેવજીભાઈ વાલજીભાઈ ચૌહાણ | આણંદસર |
| શ્રી શામજીભાઈ જીવરાજ લીંબાણી | કોટડા (જ) | શ્રી વાલજીભાઈ રામજી પરવાડિયા | કોટડા(ચ.) |
| શ્રી હરિભાઈ કાનજી માવાણી | દેશલપર | શ્રી પ્રેમજીભાઈ ખીમજી પોકાર | અંગીયા |
| શ્રી ધનજીભાઈ શીવગણ રૂડાણી | જીયાપર | શ્રી લધાભાઈ વિશ્રામ પોકાર | લુડવા |
| શ્રી રવિલાલભાઈ કેસરા રામજીયાણી | દેશલપર | શ્રી ગોવિંદભાઈ મેગજી રામજીયાણી | મદનપુરા |
| | | શ્રી દામજીભાઈ પ્રેમજી ધોળુ | દુર્ગાપુર |

### કાયમી આમંત્રિતો

| | | | |
|---|---|---|---|
| શ્રી મણિલાલ પુંજા પટેલ | નખત્રાણા | શ્રી દેવજીભાઈ પ્રેમજી પટેલ | આણંદસર |
| શ્રી વાલજીભાઈ નારણ પટેલ | નખત્રાણા | શ્રી ઈશ્વરલાલ માવજી પટેલ | કોટડા(જ) |
| શ્રી નારણભાઈ મનજી પટેલ | લુડવા | શ્રી દેવજીભાઈ હરજી ધનાણી | નખત્રાણા |
| શ્રી મેઘજીભાઈ રત્ના પટેલ | મમાયમોરા | શ્રી હરિભાઈ શીવગણ પટેલ | જીયાપર |
| શ્રી મોહનલાલ શીવજી પટેલ | નાગલપર | | |

### કારોબારી સભ્યશ્રીઓ

| | | | |
|---|---|---|---|
| શ્રી શિવદાસભાઈ ગોવિંદ પટેલ | ભુજ | શ્રી જશવંતભાઈ દેવજી પટેલ | ઘડુલી |
| શ્રી નારાણ વિશ્રામ પટેલ | ખેડોઈ | શ્રી શીવજીભાઈ વાલજી પટેલ | આણંદસર |
| ડો. વી. એચ. પટેલ | ભુજ | શ્રી માવજીભાઈ વસ્તા પટેલ | વિરાણી મોટી |
| શ્રી લખમશીભાઈ લધા પટેલ | દરશડી | શ્રી ઘનજીભાઈ ગોવિંદ પટેલ | રાજપર |
| શ્રી નારણભાઈ રતનશી પટેલ | રાજપર | શ્રી રતનશીભાઈ લાલજી પટેલ | દુર્ગાપુર |
| શ્રી શામજીભાઈ હરજી પટેલ | મમાયમોરા | શ્રી હિરાલાલ હંસરાજ પટેલ | ભુજ |
| શ્રી કરમશી ગંગદાસ પટેલ | દેશલપર | શ્રીમતી ભાનુબેન વાલજી પટેલ | ભુજ |
| શ્રી તેજાભાઈ દેવજી પટેલ | ગાંધીધામ | શ્રીમતી શાન્તાબેન પરસોત્તમ પટેલ | નખત્રાણા |
| શ્રી નારણભાઈ દેવજી પટેલ | જીયાપર | શ્રીમતી દેવીલાબેન માવજી પટેલ | ભુજ |
| શ્રી વેલજીભાઈ પ્રેમજી પટેલ | લુડવા | શ્રીમતી મંજુલાબેન નાનાલાલ પટેલ | ભુજ |
| શ્રી રતિલાલ શીવગણ પટેલ | અંજાર | શ્રી માધવજીભાઈ પ્રેમજી પટેલ | ભુજ |
| શ્રી અરજણભાઈ શીવજી પટેલ | દેશલપર (ભુજ) | શ્રી દેવજીભાઈ માવજી પટેલ | પાલનપુર |
| શ્રી જીવરાજભાઈ ઘનજી પટેલ | નેત્રા | શ્રી નારાણભાઈ કરસન પટેલ | |
| શ્રી શીવજીભાઈ નાનજી પટેલ | કલ્યાણપર | શ્રી હરિલાલ અરજણ પટેલ | ભુજ |
| શ્રી માવજીભાઈ કેશરા પટેલ | ભુજ | શ્રી માવજી મેઘજી પટેલ | ભુજ |
| શ્રી વિશ્રામભાઈ દેવજી પટેલ | | શ્રી અબજીભાઈ વિશ્રામ પટેલ | ભુજ |
| શ્રી રવજીભાઈ વાલજી પટેલ | વિથોણ | | |

## શ્રી ઉમિયા માતાજી ટ્રસ્ટ, વાઢાંય

### ૧૯૯૭ના હોદ્દેદારશ્રીઓ

### કારોબારી સમિતિના હોદ્દેદારો

| | | |
|---|---|---|
| પ્રમુખ | શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા | ભુજ |
| ઉપપ્રમુખ | શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુ | ભુજ |
| ઉપપ્રમુખ | શ્રી છગનલાલ પ્રેમજી પટેલ | ભુજ |
| મંત્રીશ્રી | શ્રી કરસનભાઈ પચાણ પટેલ | ભુજ |
| સહમંત્રી | શ્રી ઘનજીભાઈ પુંજા પટેલ | મુંબઈ |
| સહમંત્રી | શ્રી કે. વી. પાટીદાર | ભુજ |
| ખજાનચી | શ્રી માવજીભાઈ કેશરા પટેલ | ભુજ |
| સહખજાનચી | શ્રી કાનજીભાઈ રામજી પટેલ | કલ્યાણપર |

### ટ્રસ્ટી મંડળ

| | | | |
|---|---|---|---|
| શ્રી લઘાભાઈ વિશ્રામ પોકાર | મુંબઈ | શ્રી ગોવિંદભાઈ અબજી પટેલ | દુર્ગાપુર |
| ડો. વી. એચ. પટેલ | ભુજ | શ્રી ઘનજીભાઈ શીવગણ પટેલ | મુંબઈ |
| શ્રી શિવદાસભાઈ ગોવિંદ પટેલ | ભુજ | શ્રી પ્રેમજીભાઈ ખીમજી પટેલ | મુંબઈ |
| શ્રી નારાણભાઈ રામજી પટેલ | ભુજ | શ્રી દામજીભાઈ પ્રેમજી પટેલ | ભુજ |
| શ્રી રવિલાલભાઈ કેશરા પટેલ | મુંબઈ | શ્રી દેવજીભાઈ વાલજી પટેલ | આણંદસર |
| શ્રી નારાણભાઈ રતનશી પટેલ | મુંબઈ | | |

## કારોબારી સભ્યશ્રીઓ

| | | | |
|---|---|---|---|
| શ્રી વાલજીભાઈ રામજી પરવાડીયા | કોટડા | શ્રી માવજીભાઈ વસતા પટેલ | વિરાણી મોટી |
| શ્રી ગોવિંદભાઈ મેઘજી પટેલ | મુંબઈ | શ્રી શિવજીભાઈ વાલજી પટેલ | આણંદસર |
| શ્રી શિવગણભાઈ પચાણ પટેલ | આણંદસર | શ્રી જશવંત દેવજી પટેલ | ઘડુલી |
| શ્રી લખમશીભાઈ લધા પટેલ | મુંબઈ | શ્રી ધનજીભાઈ ગોવિંદ પટેલ | રાજપર |
| શ્રી શામજીભાઈ હરજી પટેલ | મુંબઈ | શ્રી રતનશીભાઈ લાલજી પટેલ | દુર્ગાપુર |
| શ્રી કરમશીભાઈ ગંગદાસ પટેલ | મુંબઈ | શ્રી હીરાલાલ હંસરાજ પટેલ | ભુજ |
| શ્રી નારાણભાઈ વિશ્રામ પટેલ | મુંબઈ | શ્રી માધવજીભાઈ પ્રેમજી પટેલ | ભુજ |
| શ્રી રામજીભાઈ પ્રેમજી સેંગાણી | મુંબઈ | શ્રી દેવજીભાઈ માવજી પટેલ | પાલનપુર |
| શ્રી નારણભાઈ દેવજી પટેલ | જીયાપર | શ્રી નથુભાઈ ધનજી પટેલ | મુંબઈ |
| શ્રી વેલજીભાઈ પ્રેમજી પટેલ | લુડવા | શ્રી હરીલાલ અરજણ પટેલ | ભુજ |
| શ્રી રતિલાલ શિવગણ પટેલ | અંજાર | શ્રી વાલજીભાઈ નારાણ પટેલ | નખત્રાણા |
| શ્રી વાલજીભાઈ શિવજી વાડીયા | જામનગર | શ્રી નારણભાઈ મનજી પટેલ | મુંબઈ |
| શ્રી જીવરાજભાઈ ધનજી પટેલ | વડાલી | શ્રી મેઘજીભાઈ રતનશી પટેલ | મુંબઈ |
| શ્રી શિવજીભાઈ નાનજી પટેલ | કલ્યાણપર | શ્રી બાબુલાલ હીરજી પટેલ | મુંબઈ |
| શ્રી વિશ્રામભાઈ દેવજી પટેલ | દેવીસર | શ્રી વિશનજીભાઈ હરિલાલ પટેલ | મુંબઈ |
| શ્રી રવજીભાઈ વાલજી પટેલ | વિથોણ | શ્રી મહેન્દ્રભાઈ શિવદાસ પટેલ | ભુજ |

## ઓડીટરો

| | |
|---|---|
| શ્રી અબજીભાઈ વિશ્રામ પટેલ | ભુજ |
| શ્રી તેજાલાલ દેવજી પટેલ | ગાંધીધામ |
| શ્રી માવજીભાઈ મેઘજી પટેલ | ભુજ |

## કો-ઓપ્ટ સભ્યો

| | |
|---|---|
| શ્રી મોહનલાલ શિવજી ધોળુ | નાગલપર |
| શ્રી દેવજીભાઈ પ્રેમજી પટેલ | આણંદસર |
| શ્રી ઈશ્વરભાઈ માવજી પટેલ | કોટડા(જ) |
| શ્રી કેશવલાલ ભીમજી પટેલ | ભડલી |
| શ્રી નારાણભાઈ હરજી પટેલ | નાગલપર |
| શ્રી લાલજીભાઈ હંસરાજ પટેલ | નખત્રાણા |
| શ્રી ચંદુલાલ હંસરાજ પટેલ | ભુજ |
| શ્રી નથુભાઈ કરસન પટેલ | ભુજ |
| શ્રી લખમણભાઈ નાનજી પટેલ | દિલ્હી |
| શ્રી દેવશીભાઈ શિવગણ પટેલ | મુંબઈ |
| શ્રી કરસનભાઈ મનજી પટેલ | મલાડ |

## આમંત્રિત સભ્યો

| | |
|---|---|
| શ્રી વાલજીભાઈ કેશરા પટેલ | જોરાવરનગર |
| શ્રી અખઈભાઈ પ્રેમજી માનાણી | નાગપુર |
| શ્રી અરજણભાઈ શિવજી પટેલ | દેશલપર |
| શ્રી રતિલાલ વિશનજી પટેલ | ભુજ |
| શ્રી વાલજીભાઈ શામજી અમૃતિયા | ઘાટકોપર |
| શ્રી ભીમજીભાઈ કરસન પટેલ | કલ્યાણપર |
| શ્રી શાંતિલાલ પેથા પટેલ | માંડવી |
| શ્રી હરજીભાઈ માવજી પટેલ | ખેડોઈ |
| શ્રી સુરેશભાઈ મનજી ચૌહાણ | લુડવા |
| શ્રીમતી ભાનુબેન વાલજી પટેલ | ભુજ |
| શ્રીમતી રતનબેન માવજી પટેલ | ભુજ |
| શ્રીમતી પાર્વતીબેન માધવજી પટેલ | ભુજ |
| શ્રીમતી દેવીલાબેન માવજી પટેલ | ભુજ |
| શ્રીમતી સુશીલાબેન કે. પાટીદાર | ભુજ |
| શ્રીમતી કાન્તાબેન હીરાલાલ પટેલ | ભુજ |

# ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટ, વાઢાય

## ૧૯૯૯ના હોદ્દેદારશ્રીઓ

### કારોબારી સમિતિના હોદ્દેદારો

| | | |
|---|---|---|
| પ્રમુખ | શ્રી હંસરાજભાઈ દેવજી ધોળુ | દુર્ગાપુર |
| ઉપપ્રમુખ | શ્રી શામજીભાઈ હરજી સેંઘાણી | મમાયમોરા |
| ઉપપ્રમુખ | શ્રી નારણભાઈ હિરજી ધોળુ | નાગલપર |
| મંત્રી | શ્રી માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા | કલ્યાણપર-ભુજ |
| સહમંત્રી | પ્રો. કે. વી. પાટીદાર | ખેડોઈ-ભુજ |
| સહમંત્રી | ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારી | સાંયરા-ગાંધીધામ |
| ખજાનચી | શ્રી શીવજીભાઈ નાનજી કાનાણી | કલ્યાણપર |

### ટ્રસ્ટી મંડળ

| | | | |
|---|---|---|---|
| ડૉ. વી. એચ. પટેલ | લુડવા (ભુજ) | શ્રી મણીલાલભાઈ પૂંજા રામાણી | નખત્રાણા-મુંબઈ |
| શ્રી લઘાભાઈ વિશ્રામ પોકાર | લુડવા-મુંબઈ | શ્રી રવિલાલભાઈ કેશરા રામજીયાણી | દેશલપર-મુંબઈ |
| શ્રી નારાણભાઈ રતનશી છાભૈયા | રાજપર-મુંબઈ | શ્રી બાબુલાલ હિરજી ચૌહાણ | આણંદસર-મુંબઈ |
| શ્રી નારાણભાઈ વિશ્રામ ભગત | ખેડોઈ-મુંબઈ | શ્રી હરિભાઈ શીવગણ રૂડાણી | જીયાપર-અમદાવાદ |
| શ્રી પ્રેમજીભાઈ પુંજા વાસાણી | વિથોણ | શ્રી વિશનજીભાઈ હરજી માવાણી | દેશલપર-મુંબઈ |
| | | શ્રીમતી પ્રભાબેન દામજી માકાણી | લુડવા-ભુજ |

### કારોબારી સભ્યશ્રીઓ

| | | | |
|---|---|---|---|
| શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા | ભુજ-રાજપર | શ્રી રામજીભાઈ ગંગદાસ | મુંબઈ-દેશલપર |
| શ્રી છગનલાલ પ્રેમજી અમૃતિયા | ભુજ-કલ્યાણપર | શ્રી રતનશીભાઈ લાલજી વેલાણી | દુર્ગાપુર |
| શ્રી કરસનભાઈ પચાણ ચૌહાણ | ભુજ-આણંદસર | શ્રી દામજીભાઈ પ્રેમજી ધોળુ | ભુજ-દુર્ગાપુર |
| શ્રી દેવજીભાઈ વાલજી ચૌહાણ | મુંબઈ-આણંદસર | શ્રી પ્રેમજીભાઈ ખીમજી પોકાર | મુંબઈ-અંગીયા |
| શ્રી ધનજીભાઈ પુંજાભાઈ લીંબાણી | દરશડી | શ્રી ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી | રાજપર |
| શ્રી નારાણભાઈ રામજી પોકાર | ભુજ-રાયણ | શ્રી જીવરાજ ધનજી નાકરાણી | વડાલી |
| શ્રી શિવદાસ ગોવિંદ છાભૈયા | ભુજ-દરશડી | શ્રી માવજી કેશરા ભગત | ભુજ-વિથોણ |
| શ્રી કાનજીભાઈ ભીમાણી | ભુજ-કલ્યાણપર | શ્રી વલ્લભજીભાઈ માધવજી છાભૈયા | ગઢશીશા |
| શ્રીમતી ભાનુબેન વાલજી સાંખલા | ભુજ-લુડવા | શ્રી માવજીભાઈ વસ્તા છાભૈયા | વિરાણી મોટી |
| શ્રી લખમશીભાઈ લઘા વાસાણી | મુંબઈ-દરશડી | શ્રી શિવલાલ દેવશી સેંઘાણી | કોટડા(ચ.) |
| શ્રી ધનજીભાઈ શિવગણ રૂડાણી | મુંબઈ-જીયાપર | શ્રી દેવજીભાઈ માવજી લીંબાણી | પાલનપુર-ભુજ |

# ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટ, વાઢાંય

## ૨૦૦૨ના હોદ્દેદારશ્રીઓ

### કારોબારી સમિતિના હોદ્દેદારશ્રીઓ

| | | |
|---|---|---|
| પ્રમુખશ્રી | હંસરાજભાઈ દેવજી ધોળુ | દુર્ગાપર હાલે ભુજ |
| ઉપપ્રમુખશ્રી | શામજીભાઈ હરજી સેંઘાણી | મમાયમોરા હાલે મુંબઈ |
| ઉપપ્રમુખશ્રી | બાબુલાલ હીરજી ચૌહાણ | આણંદસર હાલે મુંબઈ |
| મંત્રીશ્રી | શિવજીભાઈ નાનજી કાનાણી | કલ્યાણપર |
| સહમંત્રીશ્રી | પ્રો. કાન્તિલાલ વિશ્રામ પાટીદાર | ખેડોઈ હાલે ભુજ |
| સહમંત્રીશ્રી | ડો. પ્રેમજીભાઈ રામજી ગોગારી | સાંયરા હાલે ગાંધીધામ |
| સહમંત્રીશ્રી | જયેશભાઈ સોમજી છાભૈયા | રાજપર હાલે ભુજ |
| ખજાનચીશ્રી | ગંગારામ શિવગણ ચૌહાણ | આણંદસર હાલે ભુજ |

### ટ્રસ્ટીઓ

| | |
|---|---|
| શ્રી નારાણભાઈ રતનશી છાભૈયા | રાજપર હાલે મુંબઈ |
| શ્રી ધનજીભાઈ શિવગણ રૂડાણી | જીયાપર હાલે મુંબઈ |
| શ્રી નારણભાઈ વિશ્રામ ભગત | ખેડોઈ હાલે મુંબઈ |
| શ્રી વાલજીભાઈ નારણ ભગત | નખત્રાણા |
| શ્રી ધનજીભાઈ પૂંજા લીંબાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી દેવજીભાઈ વાલજી ચૌહાણ | આણંદસર હાલે મુંબઈ |
| શ્રી વિશનજીભાઈ હરિભાઈ માવાણી | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી ગોવિંદભાઈ અબજી સેંઘાણી | દુર્ગાપુર |
| શ્રી રામજીભાઈ કરમશી નાકરાણી | વિરાણી મોટી હાલે રાયપુર |
| શ્રી રામજીભાઈ ગંગદાસ પારસિયા | દેશલપર હાલે મુંબઈ |

### મુરબ્બી સલાહકારો

| | |
|---|---|
| શ્રી ડો. વાલજીભાઈ હંસરાજ સાંખલા | લુડવા હાલે ભુજ |
| શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા | રાજપર હાલે ભુજ |
| શ્રી નારણભાઈ રામજી પોકાર | રાયણ હાલે ભુજ |
| શ્રી શિવદાસ ગોવિંદ છાભૈયા | દરશડી હાલે ભુજ |
| શ્રી લધાભાઈ વિશ્રામ પોકાર | લુડવા હાલે મુંબઈ |
| શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણી | નખત્રાણા હાલે કલકત્તા |
| શ્રી ખેતાભાઈ માવજી લીંબાણી | ખીરસરા હાલે સુરત |
| શ્રી હરિભાઈ શિવગણ રૂડાણી | જીયાપર હાલે અમદાવાદ |
| શ્રી લખમશીભાઈ લધા વાસાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી નારાણભાઈ હીરજી ધોળુ | નાગલપર |
| શ્રી રવિલાલ કેશરા રામજીયાણી | દેશલપર હાલે મુંબઈ |

### કારોબારી સભ્યશ્રીઓ

| | |
|---|---|
| શ્રી દામજીભાઈ પ્રેમજી ધોળુ | દુર્ગાપુર હાલે ભુજ |
| શ્રી માવજીભાઈ વસ્તા છાભૈયા | વિરાણી મોટી |
| શ્રી નારણભાઈ મનજી વેલાણી | લુડવા હાલે મુંબઈ |
| શ્રી દેવજીભાઈ માવજી લીંબાણી | પાલનપુર હાલે ભુજ |
| શ્રી રતનશીભાઈ લાલજી વેલાણી | દુર્ગાપુર |
| શ્રી વેલજીભાઈ પ્રેમજી ધોળુ | લુડવા |
| શ્રી શિવલાલ દેવશી સેંઘાણી | કોટડા (ચકાર) |
| શ્રી નથુરામ ધનજી સેંઘાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી ભાણજી વાલજી પોકાર | મથલ હાલે કડોદરા |
| શ્રી તેજાલાલ દેવજી સાંખલા | રસલિયા હાલે ગાંધીધામ |
| શ્રી વલ્લભભાઈ માધવજી છાભૈયા | ગઢશીશા |
| શ્રી માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા | કલ્યાણપર હાલે ભુજ |
| શ્રી મેઘજીભાઈ રતનશી દડગા | મમાયમોરા હાલે મુંબઈ |
| શ્રી મહેન્દ્રભાઈ શિવદાસ માવાણી | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી જીવરાજભાઈ ધનજી નાકરાણી | નેત્રા હાલે વડાલી |
| શ્રી ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી | રાજપર |
| શ્રી ખીમજીભાઈ વીરજી પોકાર | ઘડાણી |
| શ્રી વાલજીભાઈ કેશરા નાકરાણી | સાંયરા હાલે મોરબી |
| શ્રી કાનજીભાઈ રામજી ભીમાણી | કલ્યાણપર |
| શ્રી અખઈભાઈ પ્રેમજી માનાણી | વિથોણ હાલે નાગપુર |
| શ્રી છગનભાઈ વીરજી સાંખલા | ઘડાણી હાલે અંકલેશ્વર |
| શ્રી રતિલાલ મનજી પોકાર | વાલ્કા મોટા હાલે ભુજ |

### આમંત્રિત સભ્યો

| | |
|---|---|
| શ્રી વાલજીભાઈ શીવજી વાડીયા | પ્રમુખ, અ.ભા.ક.ક.પા. સમાજ |
| શ્રી ઈશ્વરલાલ માવજી ભગત | મહામંત્રી, અ.ભા.ક.ક.પા. સમાજ |

# ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટ, વાઢાય

## ૨૦૦૫ના હોદ્દેદારશ્રીઓ

### કારોબારી સમિતિના હોદ્દેદારશ્રીઓ

| | | |
|---|---|---|
| પ્રમુખશ્રી | હંસરાજભાઈ દેવજી ધોળુ | દુર્ગાપર હાલે ભુજ |
| ઉપપ્રમુખશ્રી | બાબુલાલ હીરજી ચૌહાણ | આણંદસર હાલે મુંબઈ |
| ઉપપ્રમુખશ્રી | ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી | રાજપર |
| મંત્રીશ્રી | શિવજીભાઈ નાનજી કાનાણી | કલ્યાણપર હાલે ભુજ |
| સહમંત્રીશ્રી | પ્રો. કાન્તિલાલ વિશ્રામ પાટીદાર | ખેડોઈ હાલે ભુજ |
| સહમંત્રીશ્રી | ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારી | સાંયરા હાલે ગાંધીધામ |
| સહમંત્રીશ્રી | શિવલાલભાઈ દેવશી સેંઘાણી | કોટડા (ચ) હાલે ભુજ |
| ખજાનચીશ્રી | ગંગારામ શિવગણ ચૌહાણ | આણંદસર હાલે ભુજ |
| ઓડીટરશ્રી | જયેશભાઈ સોમજી છાભૈયા | રાજપર હાલે ભુજ |

### ટ્રસ્ટીશ્રીઓ

| | |
|---|---|
| શ્રી નારાણભાઈ રતનશી છાભૈયા | રાજપર હાલે મુંબઈ |
| શ્રી ધનજીભાઈ શિવગણ રૂડાણી | જીયાપર હાલે મુંબઈ |
| શ્રી નારણભાઈ વિશ્રામ ભગત | ખેડોઈ હાલે મુંબઈ |
| શ્રી ધનજીભાઈ પૂંજા લીંબાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી દેવજીભાઈ વાલજી ચૌહાણ | આણંદસર હાલે મુંબઈ |
| શ્રી વિશનજીભાઈ હરજી માવાણી | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી રામજીભાઈ કરમશી નાકરાણી | વિરાણી મોટી હાલે રાયપુર |
| શ્રી રામજીભાઈ ગંગદાસ પારસિયા | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી વાલજીભાઈ જીવરાજ દીવાણી | લક્ષ્મીપર હાલે સાગર |
| શ્રી વાલજીભાઈ નારણ ભગત | નખત્રાણા |
| શ્રી ગોવિંદભાઈ અબજી સેંઘાણી | દુર્ગાપુર |

### મુરબ્બી સલાહકારો

| | |
|---|---|
| શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા | રાજપર હાલે ભુજ |
| શ્રી લધાભાઈ વિશ્રામ પોકાર | લુડવા હાલે મુંબઈ |
| શ્રી શિવદાસ ગોવિંદ છાભૈયા | દરશડી હાલે ભુજ |
| શ્રી નારણભાઈ રામજી પોકાર | રાયણ હાલે ભુજ |
| શ્રી રવિલાલ કેશરા રામજીયાણી | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી હરિભાઈ શિવગણ રૂડાણી | જીયાપર હાલે અમદાવાદ |
| શ્રી લખમશીભાઈ લધા વાસાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી નારાણભાઈ હીરજી ધોળુ | નાગલપર |
| શ્રી ડૉ. વાલજીભાઈ હંસરાજ સાંખલા | લુડવા હાલે ભુજ |
| શ્રી ખીમજીભાઈ લખમશી લીંબાણી | નખત્રાણા હાલે કલકત્તા |
| શ્રી ખેતાભાઈ માવજી લીંબાણી | ખીરસરા હાલે સુરત |

### કારોબારી સભ્યશ્રીઓ

| | |
|---|---|
| શ્રી શામજીભાઈ હરજી સેંઘાણી | મમાયમોરા હાલે મુંબઈ |
| શ્રી દામજીભાઈ પ્રેમજી ધોળુ | દુર્ગાપુર હાલે ભુજ |
| શ્રી માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા | કલ્યાણપર હાલે ભુજ |
| શ્રી માવજીભાઈ વસ્તા છાભૈયા | વિરાણી મોટી |
| શ્રી મેઘજીભાઈ રતનશી ડડગા | મમાયમોરા હાલે મુંબઈ |
| શ્રી નારણભાઈ મનજી વેલાણી | લુડવા હાલે મુંબઈ |
| શ્રી મહેન્દ્રભાઈ શિવદાસ માવાણી | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી દેવજીભાઈ માવજી લીંબાણી | પાલનપુર હાલે ભુજ |
| શ્રી જીવરાજભાઈ ધનજી નાકરાણી | નેત્રા હાલે વડાલી |
| શ્રી રતનશીભાઈ લાલજી વેલાણી | દુર્ગાપુર |
| શ્રી વાલજીભાઈ કેશરા નાકરાણી | સાંયરા હાલે મોરબી |
| શ્રી નથુરામ ધનજી સેંઘાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી કાનજીભાઈ રામજી ભીમાણી | કલ્યાણપર હાલે ભુજ |
| શ્રી તેજાલાલ દેવજી સાંખલા | રસલિયા હાલે ગાંધીધામ |
| શ્રી વલ્લભભાઈ માધવજી છાભૈયા | ગઢશીશા |
| શ્રી રતિલાલ મનજી પોકાર | વાલ્કા મોટા હાલે ભુજ |
| શ્રી વસ્તાભાઈ કેસરા નાકરાણી | સાંયરા હાલે મોરબી |
| શ્રી છગનલાલ નાનજી રામજીયાણી | કરબોઈ હાલે મુંબઈ |
| શ્રી હરેશભાઈ લાલજી રૂડાણી | દેશલપર |
| શ્રી દેવજીભાઈ રામજી જબુઆણી | દોલતપર હાલે થાણા |
| શ્રી રામજીભાઈ ભીમજી ડાયાણી | ધાવડા હાલે જોરાવરનગર |
| શ્રી રમેશભાઈ મગનલાલ સાંખલા | ઘડાણી હાલે અંકલેશ્વર |
| શ્રી જશવંતભાઈ દેવજી સાંખલા | ઘડુલી |
| શ્રી માવજીભાઈ કેશરા રામાણી | નખત્રાણા |
| શ્રી હરિલાલ અરજણ દિવાણી | થરાવડા હાલે ભુજ |
| શ્રી ગંગારામભાઈ શિવદાસ રામાણી | દેશલપર હાલે ભુજ |
| શ્રી મેઘજીભાઈ જેઠા રામજીયાણી | ભૈરૈયા હાલે મુંબઈ |
| શ્રીમતિ ભાનુબેન વાલજી સાંખલા | લુડવા હાલે ભુજ |
| શ્રી રતિલાલભાઈ મેઘજી જાદવાણી | નેત્રા |
| શ્રી મહેશભાઈ અબજી ભગત | દેશલપર |
| શ્રી કરસનભાઈ પ્રેમજી રામાણી | દેશલપર |

### આમંત્રિત સભ્યો

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, પ્રમુખશ્રી અને મહામંત્રી
અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ યુવક સંઘ, પ્રમુખશ્રી અને મહામંત્રી
અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ મહિલા સંઘ, પ્રમુખશ્રી અને મહામંત્રી

# ઉમિયા માતાજી - ઈશ્વરરામજી ટ્રસ્ટ, વાઢાય

૨૦૦૮ના હોદ્દેદારશ્રીઓ

## કારોબારી સમિતિના હોદ્દેદારશ્રીઓ

| | | |
|---|---|---|
| પ્રમુખશ્રી | રવિલાલ કેશરા રામજીયાણી | દેશલપર હાલે મુંબઈ |
| ઉપપ્રમુખશ્રી | બાબુલાલ હીરજી ચૌહાણ | આણંદસર હાલે મુંબઈ |
| ઉપપ્રમુખશ્રી | શામજીભાઈ હરજી સેંઘાણી | મમાયમોરા હાલે મુંબઈ |
| મંત્રીશ્રી | જયેશભાઈ સોમજી છાભૈયા | રાજપર હાલે ભુજ |
| સહમંત્રીશ્રી | પ્રો. કાન્તિલાલ વિશ્રામ પાટીદાર | ખેડોઈ હાલે ભુજ |
| સહમંત્રીશ્રી | ડૉ. પ્રેમજીભાઈ રામજી ગોગારી | સાંયરા હાલે ગાંધીધામ |
| સહમંત્રીશ્રી | બાબુલાલ શામજી ચોપડા | જીયાપર |
| ખજાનચીશ્રી | ગંગારામ શિવગણ ચૌહાણ | આણંદસર હાલે ભુજ |
| ઓડીટરશ્રી | તેજાલાલ દેવજી સાંખલા | રસલિયા હાલે ગાંધીધામ |

## ટ્રસ્ટીઓ

| | |
|---|---|
| શ્રી નારાણભાઈ રતનશી છાભૈયા | રાજપર હાલે મુંબઈ |
| શ્રી ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી | રાજપર |
| શ્રી શિવજીભાઈ નાનજી કાનાણી | કલ્યાણપર હાલે ભુજ |
| શ્રી ધનજીભાઈ શિવગણ રૂડાણી | જીયાપર હાલે મુંબઈ |
| શ્રી ધનજીભાઈ પૂંજા લીંબાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી વિશનજીભાઈ હરજી માવાણી | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી વાલજીભાઈ નારણ ભગત | નખત્રાણા |
| શ્રી વાલજીભાઈ જીવરાજ દીવાણી | લક્ષ્મીપર હાલે સાગર |
| શ્રી રામજીભાઈ ગંગદાસ પારસિયા | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી રતનશીભાઈ રવજી ધોળુ | લુડવા હાલે મુંબઈ |
| શ્રી સામજીભાઈ નારણ નાકરાણી | રત્નાપર હાલે મુંબઈ |

## મુરબ્બી સલાહકારો

| | |
|---|---|
| શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા | રાજપર હાલે ભુજ |
| શ્રી વાલજીભાઈ શિવજી વાડિયા | દયાપર હાલે જામનગર |
| શ્રી લઘાભાઈ વિશ્રામ પોકાર | લુડવા હાલે મુંબઈ |
| શ્રી શિવદાસ ગોવિંદ છાભૈયા | દરશડી હાલે ભુજ |
| શ્રી નારણભાઈ રામજી પોકાર | રાયણ હાલે ભુજ |
| શ્રી હરિભાઈ શિવગણ રૂડાણી | જીયાપર હાલે અમદાવાદ |
| શ્રી ડૉ. વાલજીભાઈ હંસરાજ સાંખલા | લુડવા હાલે ભુજ |
| શ્રી લખમશીભાઈ લઘા વાસાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી દેવજીભાઈ વાલજી ચૌહાણ | આણંદસર |
| શ્રી નારાણભાઈ વિશ્રામ ભગત | ખેડોઈ હાલે મુંબઈ |

## કારોબારી સભ્યશ્રીઓ

| | |
|---|---|
| શ્રી દેવજીભાઈ માવજી લીંબાણી | પાલનપુર હાલે ભુજ |
| શ્રી માવજીભાઈ વસ્તા છાભૈયા | વિરાણી મોટી |
| શ્રી ગંગારામભાઈ શિવદાસ રામાણી | દેશલપર હાલે ભુજ |
| શ્રી મેઘજીભાઈ જેઠા રામજીયાણી | ભેરૈયા હાલે મુંબઈ |
| શ્રી વસ્તાભાઈ કેસરા નાકરાણી | સાંયરા હાલે મોરબી |
| શ્રી મહેન્દ્રભાઈ શિવદાસ માવાણી | દેશલપર હાલે મુંબઈ |
| શ્રી નથુરામભાઈ ધનજી સેંઘાણી | દરશડી હાલે મુંબઈ |
| શ્રી રતનશીભાઈ લાલજી વેલાણી | દુર્ગાપુર |
| શ્રી છગનલાલ નાનજી રામજીયાણી | કુરબઈ હાલે મુંબઈ |
| શ્રી જશવંતભાઈ દેવજી સાંખલા | ઘડુલી |
| શ્રી માધવજીભાઈ પ્રેમજી અમૃતિયા | કલ્યાણપર હાલે ભુજ |
| શ્રી અંબાલાલ વાલજી ચૌહાણ | આણંદસર હાલે મુંબઈ |
| શ્રી રતિલાલ મનજી પોકાર | વાલ્કા મોટા હાલે ભુજ |
| શ્રી કેશુભાઈ ધનજી પારસિયા | ભેરૈયા હાલે ભુજ |
| શ્રી રેવાલાલ કરમશી પાટીદાર | ખેડોઈ હાલે મુંદ્રા |
| શ્રી વલ્લભભાઈ માધવજી છાભૈયા | ગઢશીશા |
| શ્રી મહેશભાઈ અબજી ભગત | દેશલપર |
| શ્રી હિરાલાલ વાલજી પારસિયા | કલ્યાણપર હાલે મુંબઈ |
| શ્રી હિરાલાલ માવજી સેંઘાણી | ગઢશીશા હાલે મુંબઈ |
| શ્રી કાંતિલાલ સામજી ધોળુ | રાયણ |
| શ્રી લક્ષ્મણભાઈ શિવગણ માવાણી | ખીરસરા હાલે ભુજ |
| શ્રી રતિલાલ અબજી લીંબાણી | નખત્રાણા |
| શ્રી દયારામભાઈ લઘા કાલરિયા | વિગોડી |
| શ્રી હરિલાલ અરજણ દિવાણી | થરાવડા હાલે ભુજ |
| શ્રી નવીનભાઈ હરિલાલ ચોપડા | જીયાપર |
| શ્રી માવજીભાઈ શામજી છાભૈયા | નખત્રાણા |
| શ્રી મગનલાલ કેશરા ભીમાણી | કલ્યાણપર |
| શ્રી નારણભાઈ ખીમજી ચૌહાણ | દુજાપર |
| શ્રી સુરેશભાઈ મનજી ચૌહાણ | લુડવા હાલે ભુજ |
| શ્રી કરશનભાઈ પ્રેમજી રામાણી | દેશલપર |
| શ્રી પુરૂષોત્તમભાઈ વિશ્રામ વાસાણી | વિરાણી નાની |
| શ્રી ઈશ્વરલાલ માવજી માવાણી | લક્ષ્મીપર (તરા)-નાસિક |

## આમંત્રિત સભ્યો

રામજીભાઈ કરમશી નાકરાણી
પ્રમુખ કેન્દ્રીય સમાજ

મોહનલાલ શિવજી ધોળુ
મહામંત્રી કેન્દ્રીય સમાજ

જયંતિભાઈ કરમશી લાકડાવાળા
પ્રમુખ કેન્દ્રીય યુવા સંઘ

ગૌરાંગભાઈ ધનાણી
મહામંત્રી કેન્દ્રીય યુવા સંઘ

પ્રભાબેન દામજી માકાણી
પ્રમુખ કેન્દ્રીય મહિલા સંઘ

સુશીલાબેન કે. પાટીદાર
મહામંત્રી કેન્દ્રીય મહિલા સંઘ

# 'ઉમાદર્પણ' ના પ્રથમ વિશેષાંક નો વિમોચન સમારોહ



*''ઉમાદર્પણ'' પ્રથમ અંકનું વિમોચન કરતા સંતશ્રી શાંતિદાસજી મહારાજ સાથે તંત્રી તેમજ સમાજના આગેવાનો*

તા. ૧-૯-૯૬ ને રવિવારનું એ મંગલ પ્રભાત ઊગ્યું વાંઢાયમાં મા ઉમિયાને આંગણે આનંદ-આનંદ વર્તાતો હતો. આજે માતા ઉમાને આંગણે ખીલેલું એવુ સુંદર પુષ્પ કે જેની જ્ઞાન રૂપી સુવાસ ચોમેર ફેલાવાની હતી, તે પુષ્પ જ્ઞાતિના અગ્રણીઓની ઉપસ્થિતિમાં પ.પૂ. સંત શ્રી શાંતિદાસના કરકમળથી મા ઉમાના પાવન ચરણોમાં સમર્પિત કરવાનું હતું. સૌનાં હૈયાં પુલકિત હતાં, સૌનાં અંતર ઉલ્લાસિત હતાં.

ઉમિયા માતાજીની પવિત્ર ગોદમાં યોજાયેલા ''ઉમાદર્પણ'' ના પ્રથમ વિશેષાંકના વિમોચન સમારંભનો પ્રારંભ સુરેશ બિજલાણી દ્વારા સુમધુર કંઠે ગવાયેલી આદ્યશક્તિની પ્રાર્થનાથી કરાયો. તે પહેલા પ.પૂ. સંત શ્રી શાંતિદાસજી મહારાજના શુભ હસ્તે જે ''ઉમાદર્પણ'' ના મુખપૃષ્ઠ પર છે એજ માતાજીની છબી સમક્ષ દીપ પ્રગટાવી પૂજન કરવામાં આવ્યું.

સમારંભમાં પધારેલો સંતો, સમાજના આગેવાનો અને મહેમાનોને આવકારતા ઉમિયામાતાજી ટ્રસ્ટના માજી પ્રમુખશ્રી નારણભાઈ રામજીએ જણાવ્યું કે લક્ષ્મીનારાયણ ધર્મપ્રચાર સમિતિ દ્વારા આરંભાયેલા ધર્મજાગૃતિના અભિયાનને પૂરક બનવા અને સામાજિક સંગઠનની પ્રવૃત્તિને પણ પૂરક બનવાના ઉદેશ્યથી ''ઉમાદર્પણ'' નો પ્રારંભ થઈ રહ્યો છે. તેને આપણે સૌ પોતીકું ગણીને આવકારીએ.

શબ્દોથી સ્વાગત કર્યા પછી પ્રકાશન સમિતિના સભ્યશ્રી શિવદાસભાઈ ગોવિંદ છાભૈયાએ પ્રસંગ પરિચય કરાવતા કયા સંજોગોમાં આ માસિકનો પ્રારંભ થયો તેને વિગતે ખ્યાલ આપ્યો. તેમણે પોતાના વકતવ્યમાં જણાવ્યું કે મહારાજશ્રી ઓધવરામજીએ ''ઉમિયા માતાજીના મંદિરની સ્થાપના કર્યા બાદ તે સમયના વડીલોએ આ સંકુલનો પ્રારંભિક તબક્કાનો વિકાસ કર્યો પણ હજુ ઘણું કરવાનું શેષ હતું. એંશીથી નેવું ના દાયકામાં ઉમિયામાતાજીના કાર્યકર્તાઓ પાસે ત્રણ ધ્યેય હતાં. એક તો કચ્છ બહાર વસતી યુવા પેઢી કચ્છ સમાજથી સંલગ્ન રહે. કચ્છમાં આવતી-જતી રહે તેમને રહેવા ઉતરવા માટે અદ્યતન સુવિધાવાળું બાંધકામ કરવું. બીજુ ધાર્મિક પ્રચાર દ્વારા ધર્મજાગૃતિ આણવી. આ બે ધ્યેયને પરિપૂર્ણ થયેલાં જોઈ શકાય છે. અને સમાજનું પોતાનું મુખપત્ર હોવું જોઈએ. આ ત્રીજુંધ્યેય આજે ''ઉમાદર્પણ'' ના રૂપમાં પરિપૂર્ણ થઈ રહયું છે તેનો સૌને આનંદ હોય તે સ્વાભાવિક જ છે. આ માસિકનું રજીસ્ટ્રેશન ધાર્યા કરતાં વહેલું મળ્યું અને સમયમર્યાદામાં ડેકલેરેશન કરવાનું હોવાથી તાત્કાલિક મિટિંગ બોલાવવાની થતાં કોઈ સભ્યોને સમયસર પત્ર પહોંચ્યો ન હોય અને જાણ ન થઈ હોય તો મોટું મન રાખી દરગુજર કરવા જણાવ્યું હતું. શિવદાસભાઈએ ભારપૂર્વક જણાવ્યું કે સમસ્ત જ્ઞાતિજનોએ 'ઉમાદર્પણ' ને સમાજનું પોતાનું મુખપત્ર ગણીને આવકાર્યુ છે. એટલે જ તો પ્રથમ અંક પ્રગટ થતાં પહેલાં જ એક હજાર ઉપર આજીવન સભ્યો નોંધાઈ ચૂકયા છે. હવે પ્રકાશન સમિતિ અને તંત્રી શ્રી લોકોની જે જ્ઞાન ભૂખ છે તે સંતોષવાનો પ્રયત્ન કરે એ જરૂરી છે. તેમણે આ સામયિકને ગામ ગામ અને ઘર ઘર પહોંચાડવા સૌ જ્ઞાતિજનોનો સહયોગ મળી રહેશે એવી આશા પણ રાખી હતી.

ઉમિયા માતાજી સંસ્થાના ટ્રસ્ટી અને પ્રકાશ સમિતિના સભ્ય શ્રી દામજીભાઈ પ્રેમજીભાઈ ધોળુએ પ.પૂ. સંતશ્રી શાંતિદાસજીને 'ઉમાદર્પણ' ના પ્રથમ વિશેષાંકના વિમોચન માટે વિનંતિ કરી અને પ.પૂ. સંતશ્રી શાંતિદાસજી મહારાજના વરદ્ હસ્તે ઉમાદર્પણના પ્રથમ અંકનું વિમોચન થયું સભાએ તાળીઓના ગડગડાટ સાથે અને ઉમિયા માતાજીના જય ઘોષથી આ શુભ પ્રસંગને વધાવી લીધો. આ વિમોચન પ્રસંગે મહારાજશ્રી શાંતિદાસજીની સાથે પ.પૂ. સંતશ્રી દિલીપરાજા પણ હતા. પ્રાર્થનાના શ્લોકોના ઉચ્ચારણ સાથે મહારાજશ્રી શાંતિદાસજીએ અંક પરની મા ઉમાની છબીને તિલક કરીને

અંકને ખૂલ્લો મૂક્યો. સભા સમક્ષ 'ઉમાદર્પણ' ધરીને વિધિસર રીતે વિમોચન કર્યું ત્યારે સૌનાં હૈયાં આનંદથી છલકી રહયાં. જે ધન્ય ઘડીની સૌ રાહ જોતાં હતાં તે આવી પહોંચેલી અને લીધેલું લક્ષ્ય પરિપૂર્ણ થતાં સૌના ચહેરાપર સંતોષ અને આનંદ છવાયો હતો. આ પ્રસંગે આશ્રમના ભક્ત શ્રી ગુલાબભાઈ ગઢવીએ ચારણી શૈલીમાં ઉમિયાજીનું સ્તુતિગાન કરી વાતાવરણ ભક્તિ પૂર્ણ બનાવી દીધું.

''ઉમાદપર્ણ'' ના તંત્રી શ્રી રતિલાલ મનજી પોકારે પોતાના વક્તવ્યમાં ઉમાર્દપણ ના ઉદેશ્યોને સ્પષ્ટ કરતાં જણાવ્યું કે ધાર્મિક જાગૃતિ, સામાજિક સંગઠન અને સંસ્કાર ઘડતર એ મુખ્ય ઉદેશ્યોને દ્રષ્ટિ સમક્ષ રાખીને જે જે કરવું ઘટે તે તે બધું જ કરવાનો પ્રમાણિક પ્રયત્ન કરીશું. હાલમાં પ.પૂ. સંતશ્રી શાંતિદાસજીના પથદર્શન સાથે પ્રજ્વલિત થયેલી ધર્મજાગૃતિની જ્યોતનો પ્રકાશમાત્ર કચ્છના સીમાડા સુધી જ મર્યાદિત ન રહેતાં ભારતભરમાં ફેલાય અને સંતોના જીવનોપયોગી વિચારો દેશના ખૂણે-ખૂણે વસતા જ્ઞાતિજનો સુધી પહોંચે તેવી ઉમાદર્પણની નેમ રહેશે.

માત્ર સમાચારોના રૂપમાં જ નહિ પણ ધર્મસભામાં વ્યક્ત થતા વિચારો પણ ઉમાદર્પણમાં પ્રકાશિત કરાશે. સામાજિક સંગઠનના ઉદેશ્યને ચરિતાર્થ કરવા સમાજના ફલક પર યોજાતા સામાજિક કાર્યક્રમોના દૂર સુદૂર પથરાયેલા સુખ-દુ:ખ ના સમાચારોને વાચા આપીને પરસ્પર ને નિકટ લાવી સમાજિક ઐક્ય સાધવાનો પ્રયત્ન રહેશે અને તમામ વયજુથના લોકોને સ્પર્શે તેવું ઉચ્ચ પ્રકારનું શિષ્ટ અને સંસ્કારી સાહિત્ય ઉમાદર્પણના આગામી અંકોમાં પીરસીને સંસ્કાર ઘડતરના હેતુને સિધ્ધ કરવામાં આવશે. તંત્રીશ્રીએ પોતાના ઉદ્બોધનમાં વધુમાં જણાવ્યું હતું કે ઉમિયા માતાજી સંસ્થાન આપણા સૌની સંસ્થા છે અને રીતે મા ઉમાને દ્વારે પ્રગટ થતું આ સામયિક પણ આપણા સૌનું એટલે કે સમસ્ત પાટીદાર સમાજનું સામયિક છે. સૌના સહિયારા પુરુષાર્થથી જ આપણે નિર્ધારિત ઉદેશ્યોને સિધ્ધ કરી શકીશું એ માટે સૌ કોઈના સૂચનો અને વિચારો આવકાર્ય છે.

પાટીદાર સંદેશના તંત્રી શ્રી કરમશીભાઈ એન. પટેલે આ પ્રસંગે પોતાના અનુભવની એરણ પર કસાયેલા વિચારો



*ઉમાદર્પણના ૧૦૦માં અંક પ્રસંગે તૈયાર કરાયેલા તંત્રીલેખોના સંગ્રહ ''દર્પણની આંખે''ના વિમોચન વેળાની તસ્વીર*

આપતા જણાવ્યું કે જે જ્ઞાતિમાં વધુને વધુ સામયિકો પ્રગટ થાય તે જ્ઞાતિ આદર્શ અને વિકાસશીલ ગણાય એટલે હાલેજ્ઞાતિમાં બે સામયિકો પ્રગટ થાય છે અને આ ત્રીજું 'ઉમાદર્પણ' પણ આવકાર્ય છે. તેમણે પાટીદાર સંદેશને સફળ સામયિક ગણાવ્યું હતું. મા ઉમાના આંગણેથી અને તેમના આશિષથી શરૂ થયેલું આ પ્રકાશન પણ સફળતાને વરશે એવી આશા દર્શાવી હતી. તેમણે પ્રકાશન સમિતિના કાર્યકરોને એવું પણ ઉપયોગી સૂચન કર્યું હતું કે માસિકના પ્રકાશનમાં ખપ લાગે એવી તમામ પ્રકારની શક્તિના લોકોને સાથે રાખી ને જ ધારી સફળતા મેળવી શકાશે.

ઉમાદેવી અને ઈશ્વરરામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટના પ્રમુખ ડો.વી.એચ. પટેલે પોતના પ્રવચનમાં ઉમિયા માતાજી સંસ્થાના કાર્યકરોએ સંસ્થાનું મુખ પત્ર પ્રગટ કરવાનું વરસોથી સેવેલું સ્વપ્ન આજે સાકાર થઈ રહ્યું છે એ બદલ આનંદ વ્યક્ત કર્યો હતો. 'પાટીદાર સંદેશ'ને જે પ્રગતિ કરતાં પાંચ વર્ષ લાગ્યા હતાં તે જ પ્રગતિ એક મહિનાના ટૂંકા ગાળામાં એક હજાર સભ્યો નોંધીને અને લાખો રૂપિયાની જાહેરખબરો મેળવીને સિધ્ધ કરવા બદલ પ્રકાશન સમિતિના કાર્યકર્તાઓને તેમણે ધન્યવાદ આપ્યા હતા અને ઉમિયા માતાજી સંસ્થાન દ્વારા પ્રસિધ્ધ થતું હોઈ તે સૌ જ્ઞાતિજનોનું છે ને સૌ સ્વીકારશે તથા આવકારશે અને તેમાં સુસંસ્કારી લખાણો અને વિચારો પ્રકાશિત થતા રહેશે એવી આશા રાખી હતી.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના નવા વરાયેલા પ્રમુખ તેમજ લક્ષ્મીનારાયણ પાટીદાર સનાતન

સમાજના પણ અધ્યક્ષ શ્રી પ્રેમજીભાઈ પૂંજા વાસાણીએ જ્ઞાન પ્રસારનું માધ્યમ શરૂ થઈ રહ્યું છે તે બદલ આનંદ વ્યક્ત કર્યો અને તે માટે જહેમત ઉઠાવનાર કાર્યકરોને અભિનંદન આપ્યાં હતાં. ધર્મસભાઓમાં સંતોના મુખારવિન્દમાંથી વહેતા જ્ઞાનામૃતનું ઉમાદર્પણ વાહક બનશે એવી અપેક્ષા રાખી હતી. સાથે સાથે 'ઉમાદર્પણ'ને પોતાનું ગણી ઘર ઘર પહોંચતુ કરવામાં સૌ જ્ઞાતિજનોને સહયોગ આપવાની અપીલ કરી હતી.

મોરઝરના પ.પૂ.સંત શ્રી દિલીપ રાજાએ 'ઉમાદર્પણ'ના પ્રકાશનને શુભ કામનાઓ અને આશિષ આપ્યા હતાં. અને તે માટે ધાર્મિક લેખો દ્વારા જ્ઞાન લાભ કરાવવાની ખાત્રી આપી હતી. જેમનાં પુનિત કરકમલોથી 'ઉમાદર્પણ'નું વિમોચન કરાયું એ પ.પૂ. સંતશ્રી શાંતિદાસજી મહારાજે જ્યારે કાગળ અને કલમ નહોતી ત્યારે ઋષિમુનિઓ ધર્મ અને સંસ્કૃતિનો સંદેશ વાણી દ્વારા કર્ણોપકર્ણ આપતા અને તેમના ઉચ્ચારાયેલા શબ્દો વાતાવરણમાં સૂક્ષ્મ તરંગ રૂપે ઘુમતા રહે છે જેને યોગ દ્વારા ઝીલી શકાય છે. આજના કળિયુગમાં એ પ્રયોગ દ્વારા એટલે કે યંત્રો દ્વારા તૈયાર થયેલાં પુસ્તકો અને પત્રિકાઓના માધ્યમથી ધર્મ અને સંસ્કૃતિનો પ્રસાર થાય છે. આ પવિત્ર કાર્ય છે. આ માસિકમાં સત્યનું જ નિરૂપણ થવું ઘટે. ધર્મ, સંસ્કૃતિ અને સત્યને આંચ ન આવે તે જોવાનું ઉત્તરદાયિત્વ તંત્રી અને સૌ કાર્યકરોનું છે એમાં જો અમને એવું જણાશે તો અમે માર્ગદર્શન આપીશું એવી હૈયાધારણ આપી. તેઓશ્રીએ એવી પણ આશા રાખી હતીકે આ માસિકમાં બાળકો, યુવાનો સૌને દિવ્યતાના માર્ગે લઈ જાય એવા લેખો છપાતા રહેશે અને જ્ઞાનનો ફેલાવો આ પત્ર દ્વારા થતો રહે અને મા ઉમાના પવિત્ર ચરણોમાંથી નીકળેલું અને સાધુ સંતોના સાન્નિધ્યમાં શરૂ થયેલ ઉમાદર્પણની પવિત્રતા લોપાય નહિ તેની સાથે જ્યાંથી તેનો પ્રાદુર્ભાવ થઈ રહ્યો છે એ ગંગોત્રી સમા ઉમાધામ તીર્થધામોં પણ પૈસો, પદ અને પ્રતિષ્ઠાના મદમાં અપવિત્ર ન બને એ જોવાની આપણી સૌની જવાબદારી છે કારણ કે

''અન્ય ક્ષેત્રે કૃતં પાપં તીર્થ ક્ષેત્રે વિનશ્યતિ
તીર્થક્ષેત્રે કૃતં પાપં વજ્રલેપો ભવિષ્યતિ''

અર્થાત અન્ય ક્ષેત્રોમાં થયેલા પાપોને તીર્થસ્થાનોમાં જવાથી તે ધોવાઈ જાય છે તેનો નાશ થાય છે પરંતુ તીર્થ ક્ષેત્રે થયેલા પાપ વજ્ર જેવા અમીટ બની જાય છે એટલે આવાં તીર્થ સ્થાનોમાં પાપ કે દોષ ન થાય તેની કાળજી લેવા સૌને સંતશ્રીએ અનુરોધ કર્યો હતો. અને પ્રવચનના અંતમાં આ આરંભાયેલું શુભ કાર્ય સફળતાને વરે અને એ માટે કાર્ય કરનારાઓને ભગવતી ઉમિયા દિવ્યમતિ અને દિવ્ય શક્તિ પ્રદાન કરે એવા શુભાશિષ પાઠવ્યા હતા.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના માજી પ્રમુખ શ્રી મણિલાલ પૂંજા રામાણીએ આ પ્રસંગે શુભેચ્છા આપતાં જણાવ્યું કે સંતોની તપોભૂમિ અને મા ઉમિયાના ચરણોમાં આજ સુધી કરેલા તમામ શુભ સંકલ્પો પરિપૂર્ણ થયા છે અને ઉમાદર્પણ આ પાવન સ્થાનેથી અને સંતોના આશિષથી શરૂ થઈ રહ્યું છે તે જરૂર સફળ થશે એવી શ્રધ્ધા વ્યક્ત કરી હતી. 'ઉમાદર્પણ' ઘરઘરમાં પહોંચે અને સૌ એ દર્પણમાં પોતાનું પ્રતિબિંબ નિહાળી જીવન સંવારે એવી જ્ઞાતિ જનોને અપીલ કરી હતી.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ટ્રસ્ટી શ્રી મનજીભાઈ વાલજી સાંખલાએ પોતાના પ્રવચનમાં જે ભાવોર્મિ ઠાલવી તેનો સાર એ હતો કે મા ઉમાની કૃપા અને આશિષથી પ્રગટ થયેલું આ માસિક પત્ર ચિરંજીવી બની રહેશે. ઉમા દર્પણના તંત્રી ખૂબ જ સમજદાર અને બુધ્ધિશાળી છે. તેનું હૃદય વિશાળ છે. સૌના જીવન ઉન્નત બને એવાં લખાણ આ માસિકમાં લખશે એવી અપેક્ષા રાખીએ.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ઉપપ્રમુખ શ્રી ખીમજીભાઈ લખમશીએ અત્યાર લગી પાટીદાર જ્ઞાતિમાં પ્રગટ થયેલા નાના મોટા નવ સામયિકો વિષે માહિતી આપતાં જણાવ્યું કે ''જાગૃતિ'' જેવા સત્યાવીસ વર્ષ સુધી ચાલેલા પત્રો જો બંધ થતાં હોય તો તેની જવાબદારી તેના સંચાલક વડીલોની નહિ પણ તેના પછી આવનાર યુવા પેઢીની પણ ખરી કે જે તેને સંભાળી ન શકી. કોઈ અખબારને ઉતારી પાડવું યોગ્ય નથી સામયિકનું આયુષ્ય ગમે તેટલું હોય તે સમાજની સેવા તો કરે જ છે.

અ.ભા.ક.ક.પા. સમાજના મહામંત્રી શ્રી વાલજીભાઈ નારણે ઉમાદર્પણ સમાજના વિકાસને વાચા આપવામાં ઉપયોગી પૂરવાર થશે એમ કહીને આવકાર્યું હતું.

'ઉમાદર્પણ'માં બાળકોને સદ્ગુણો અને સંસ્કારો મળે તેવું સાહિત્ય પીરસાશે અને ધાર્મિક વિચારો પ્રસારિત થતા રહેશે એવી આશા લક્ષ્મણભાઈ પટેલ દિલ્લીવાળાએ રાખી. વડાલીના શ્રી જીવરાજભાઈ ધનજીએ તંત્રીશ્રીને અનુરોધ કર્યોકે સમાજનાં દીકરા-દીકરીઓને સાચી દિશા બતાવનાર સંસ્કારી સાહિત્ય અપાય. મુંબઈ સમાજના પ્રમુખ સામજીભાઈ હરજી પટેલે સમસ્ત સમાજનું મુખ્ય દેખાય એવું દર્પણ ઘર ઘરમાં પહોંચે અને તે સમાજને પથદર્શક બનતું રહે એવી અપેક્ષા રાખી હતી. જ્ઞાતિના મહિલા અગ્રણી ભાનુબહેન પટેલ 'ઉમાદર્પણ' ફૂલેફાલે એવી શુભેચ્છા પાઠવી હતી.

ડો. પ્રેમજીભાઈ રામજી પટેલે જણાવ્યું કે શ્રદ્ધાથી શુભ સંકલ્પ કરવામાં આવે તો સફળ થાય છે. 'ઉમાદર્પણ' પણ ચિરંજીવી બનશે. સુરત સમાજના પ્રમુખ શ્રી લાલજીભાઈ પટેલે ઉમાદર્પણનું આજીવન લવાજમ સામાન્ય વ્યકિતને પરવડે તેમ ન હોવાથી ઓછું કરવું જોઈએ તેમ જણાવ્યું.

સમાજનાં ઉપપ્રમુખ શ્રી એલ.વી. પટેલ પ્રકાશન સમિતિ વતી ખાત્રી આપી ઉમાદર્પન માં સંતો અને વિદ્વાનોના લેખો પ્રગટ થશે. અને તટસ્થ રહીને કાર્ય કરશે. મથલના શ્રી હરિભાઈ પટેલે સમાજમાંથી અનિષ્ટો દૂર થાય એવા લેખો આપે એવી આશા રાખી અને મથલ ગૌરક્ષા કેન્દ્રના ઉદ્ઘાટન પ્રસંગે ઉપસ્થિત રહેવા સૌને આમંત્રણ પાઠવ્યું નખત્રાણા તાલુકા પ્રમુખ શ્રી રવજીભાઈ મેઘજી બાથાણીએ 'ઉમાદર્પણ' દીવાદાંડી રૂપ બની રહે એવી આશા રાખી હતી. અ.ભા.ક.ક.પા. યુવક સંઘના પ્રમુખ શ્રી દેવશંકરભાઈ ધનાણીએ 'ઉમાદર્પણ' ઉત્તરોત્તર પ્રગતિ કરે એવી શુભેચ્છાઓ આપવાની સાથે સાથે અખબારે વિવેકબુદ્ધિ રાખીને છતાં નિર્ભય બનીને સત્યપ્રગટ કરવું જોઈએ એવું જણાવ્યુ હતું. ઉમિયા માતાજી સંસ્થાના પ્રમુખ શ્રી જેઠાભાઈ લાલજી ચોપડાએ પોતાના જોશીલા પ્રવચનમાં પ્રમુખ સ્થાનેથી બોલતાં જણાવ્યું કે સમાજનાં હાલે ચાલતાં ત્રણે સામયિકો પરસ્પરના સહયોગથી કામ કરશે એમાં સમાજનું હિત છે. તેમણે પ્રકાશન સમિતિના સભ્યોને પ્રવાસ દરમ્યાન સહકાર આપીને પ્રોત્સાહિત કરવા બદલ હાર્દિક આભાર માન્યો હતો. 'ઉમાદર્પણ' ના પ્રકાશનમાં ક્યાંય ચૂક થતી હોય તો સૌએ તેને પોતાનું જ માસિક ગણીને સુધારવા માટેના સૂચનો આપતા રહેવાનો અનુરોધ કર્યો હતો અને ઉમાદર્પણ ના



*ઉમાદર્પણના દશાબ્દી વર્ષ નિમિત્તે યોજાયેલ સમારંભમાં તંત્રીશ્રીનું સન્માન કરતા સંસ્થાના પ્રમુખશ્રી*

લવાજમ કે જાહેરખબરના રૂપમાં દાનસ્વરૂપે આપેલા આપના નાણાં લેખે લાગે એવો અમારો પ્રયત્ન રહેશે. એવી પ્રકાશન સમિતિ વતી તેમણે ખાત્રી ઉચ્ચારી હતી. પ્રકાશન સમિતિના સદસ્ય શ્રી નારણભાઈ રતનશીભાઈ પટેલે આભારદર્શન કર્યું હતું. આ કાર્યક્રમમાં લખમશી નાયા કલકત્તા સમાજના પ્રમુખ, શામજીભાઈ અરજણ, ભરૂચ સમાજના પ્રમુખ, રવિલાલ ભગત, રત્નાગીરી સિંધુદુર્ગ સમાજના પ્રમુખ, હંસરાજભાઈ પટેલ અમદાવાદ-ગીતામંદિર સમાજના પ્રમુખ, ભાણજીભાઈ પોકાર કડોદરા સમાજના પ્રમુખ, ગંગારામ હીરાલાલ સાંખલા દિલ્હી, શંકરલાલ પટેલ કઠલાલ સમાજના આગેવાન, લખમશી લધા, પ્રકાશન સમિતિના સભ્ય વગેરેએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં હતાં.

સમગ્ર કાર્યક્રમનું સંચાલન પ્રકાશન સમિતિના સભ્ય શ્રીતેજાલાલ દેવજી સાંખલા (ગાંધીધામ) એ ખૂબ જ સફળતાથી કર્યું હતું. આ પ્રસંગે આવેલા મહાનુભાવો અને આજીવન સભ્યો પોત પોતાની નકલો લઈ ગયા જ્યારે તે દિવસે ૬૪ જેટલા નવા સભ્યો પણ નોંધાયા. આ સમારંભને સફળ બનાવવા પ્રકાશન સમિતિના સભ્ય શ્રી હંસરાજ દેવજી ધોળુ અને ઉમિયા માતાજી ટ્રસ્ટના ખજાનચી શ્રી માવજીભાઈ કેશરા ભગતના માર્ગદર્શન હેઠળ 'ઉમાદર્પણ' કાર્યાલયનો સ્ટાફ સર્વશ્રી જેન્તીભાઈ પરમાર, રમેશકુમાર પોકાર, રાજેશભાઈ બરોચિયા, મોહનભાઈ પટેલ, રવિલાલ ડાયાણી તેમજ ઉમિયા માતાજીના નારણબાપા અને પૂજારી મહારાજશ્રી એ પણ જહેમત ઉઠાવી હતી

# વાંઢાયની સંતપરંપરા

વાંઢાયની પુનિત ભૂમિ પર આજે જે સંસ્થાઓ વિદ્યમાન છે તે હરિહર સંપ્રદાયની સંતપરંપરાએ આ ભૂમિ પર કરેલા તપ અને પુરુષાર્થનાં પ્રત્યક્ષ કે પરોક્ષ પરિણામરૂપ છે. હમલાના પૂજ્ય દેવાસાહેબે પ્રેરેલા વૈદિક સનાતનધર્મની એક ધારા સમાન હરિહર સંપ્રદાયના સંતોએ આવીને આ ભૂમિ પર નિવાસ કર્યો અને તે સંતપરંપરાનો નિર્વાહ કરી આ ધરતીને પાવન કરી.

વિક્રમ સંવત ૧૭૫૫થી આજ લગી જે સંતોએ વાંઢાયની ભૂમિને તપોભૂમિ બનાવી છે, તે પૈકી પ્રથમ સંતબાવાશ્રી વિહારી સાહેબ હતા, જેઓ હરિહર સંપ્રદાયના પ્રણેતા ગુરુ દેવાસાહેબના શિષ્ય હતા. તેમણે હમલાથી વાંઢાય આવીને હરિહર સંપ્રદાયની આહ્લેક જગાવી, તેમના પછી તેમના ચાર શિષ્યો પૈકી મહારાજ શ્રી ક્ષેમસાગરજીએ તેમની આ વાંઢાય પરંપરાને જારી રાખી.

એ જ સંતપરંપરામાં ત્યાર બાદ એક બ્રહ્મવેત્તા અને સિદ્ધપુરુષ એવા સંત શ્રી ઈશ્વરરામજી મહારાજ આવ્યા કે જેમના નામથી વાંઢાયનું નામ ''ઈશ્વરનગર'' રખાયું અને અહીં ચાલતી લગભગ તમામ સંસ્થાઓ સાથે તેમનું નામ આજે પણ જોડાયેલું રહ્યું છે. તેમના સમયમાં મુંબઈના એક શ્રેષ્ઠીએ સંવત ૧૯૪૮માં ઈશ્વરનગર નામે સરોવર બંધાવી આપ્યું, જે આજે પણ વિદ્યમાન છે. સંવત ૧૯૫૩માં તેઓશ્રી મોક્ષધામ પધાર્યા અને ત્યાર પછી થોડાં વર્ષો સુધી વાંઢાયની ગાદી પર કોઈની ''ચદરવિધિ'' થઈ શકી નહિ. છેક ૧૯૭૧માં તેમના શિષ્ય મહારાજ શ્રી લાલરામજીની ''ચદરવિધિ'' કરી, ગાદીપતિ તરીકેની નિયુક્તિ કરવામાં આવી. મહારાજશ્રી લાલરામજીએ હાલે જ્યાં ઈશ્વર આશ્રમ છે તે સ્થળે નવો દ્વારો બંધાવ્યો અને ત્યાં ગુરુ ઈશ્વરરામજીની સમાધિ તેમજ શિવમંદિરનું નિર્માણ પણ તેઓશ્રીએ કરાવ્યું. એ પહેલાં અગાઉના સંતો આજે જ્યાં પાટીદારોના કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું મંદિર છે, તે સ્થાને જૂનો દ્વારો હતો ત્યાં રહેતા. મહારાજશ્રી ઈશ્વરરામજીએ પણ ત્યાં સાધના કરેલી. શ્રી ઉમિયા માતાજી સંસ્થાનમાં આજે પણ તેમનો ઢોલિયો સંભાળીને રાખવામાં આવ્યો છે, જેનાં દર્શન કરીને દર્શનાર્થીઓ કૃતકૃત્ય બને છે.

મહારાજશ્રી લાલરામજીનું શરીર પાટીદારનું હોવાથી પાટીદાર જ્ઞાતિને સનાતનધર્મના માર્ગે વાળવાના પ્રયત્નનો પ્રારંભ તેઓશ્રીએ કર્યો અને તેમનું શરીર શાંત થયું તે પહેલાં તેમણે પોતાના પ્રિય શિષ્ય ઓધવરામજીને બોલાવી તેમનું અધૂરું રહેલું કામ તે (ઓધવરામજી) પૂરું કરે એવી ઈચ્છા વ્યક્ત કરી.

સંવત ૧૯૭૧ના મહા માસમાં સંત શ્રી લાલરામજી બ્રહ્મલીન થયા. મહારાજશ્રી ઓધવરામજીએ તેમની પાછળ મોટો ભદ્રા ઉત્સવ કર્યો અને તે સમયના હમલા ગાદી પરના સંત શ્રી બાવા પૂરણદાસની ઈચ્છાથી વાંઢાયગાદી મહારાજ શ્રી ઓધવરામજીને ''ચદરવિધિ'' કરી સોંપવામાં આવી. મહારાજ શ્રી ઓધવરામજી સંત હોવાની સાથે એક અચ્છા સમાજસુધારક હતા. તેમણે પોતાના જીવનકાળ દરમ્યાન કરેલી અનેકવિધ પ્રવૃત્તિઓ આ વાતની પ્રતીતિ કરાવે છે. તેઓશ્રીએ ઈશ્વર આશ્રમમાં વિદ્યાભ્યાસ માટે ગુરુકુળ સ્થાપ્યું અને તેમાં અંધજનોના શિક્ષણ માટે અંધશાળા શરૂ કરાવી, જે ૧૯૬૨ સુધી વાંઢાયમાં રહી અને મહારાજશ્રીના દેહવિલય પછી ભુજ ખસેડવામાં આવી, જે આજે પણ સરકારશ્રી તરફથી ચલાવવામાં આવે છે. તેમણે ગુરુકુળમાં હરિજન છાત્રાલય શરૂ કરીને તે સમયમાં ક્રાંતિકારી કદમ ઉઠાવ્યું. શ્રી ઉમિયા માતાનું મંદિર નિર્માણ કરવાની પ્રેરણા પણ તેમની જ હતી અને તેમને જ વરદ્ હસ્તે ઉમિયા માતાજીની મૂર્તિ પધરાવવામાં આવી હતી. સંવત ૨૦૦૯માં હરિદ્વારમાં કચ્છી લાલરામેશ્વર આશ્રમની સ્થાપના કરી પાટીદારો, મિસ્ત્રી, ભાનુશાળી, આહીર વગેરે જ્ઞાતિઓને ધર્મનો સાચો રાહ બતાવ્યો, એટલું જ નહિ કેળવણી વિશે સુવિધા ઊભી કરવામાં પણ મદદરૂપ બન્યા. સદનવાડી ખાતે ગાંધીજીપ્રેરિત નવી તાલીમ માટેની સંસ્થા શરૂ થયેલી, જેમાં મહારાજશ્રીનું મહત્ત્વનું યોગદાન રહ્યું હતું. વાંઢાયમાં પાછળથી ખેતીશાળા પણ શરૂ કરાવી.

ઓધવરામજી મહારાજશ્રીએ પોતાની હયાતીમાં પોતાના શિષ્ય મહારાજ શ્રી દયાલદાસજીને વિ.સં. ૧૯૯૭ના કારતકસુદ-૧ના રોજ 'ચદરવિધિ'થી ગાદી આપી અને ''દયાળદાસજી'' એવું નામાભિધાન કર્યું. ગુરુઆજ્ઞાથી સંત શ્રી દયાળદાસજી પાટીદાર જ્ઞાતિના પ્રચાર અર્થે નીકળેલા અને એ પ્રચારકાર્યને વેગવંતું બનાવવા અને તેમને કુળદેવી શ્રી મા ઉમિયાના મંદિરની આવશ્યકતા જણાઈ અને સંવત ૨૦૦૦માં તેમના ગુરુ શ્રી ઓધવરામજીની પ્રેરણાથી અને તેમના વરદ્ હસ્તે શ્રી ઉમિયા માતાજીનું મંદિર બંધાવી અને તેમાં પાનમૂર્તિ પધરાવી. સંવત ૨૦૦૩માં પાટીદાર ભાઈઓની મદદથી શ્રી ઉમિયા માતાજીના મંદિરમાં પાકી મૂર્તિ પધરાવી, પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ કર્યો અને હાલે જ્યાં ઉમિયા માતાજી સંસ્થાન છે, ત્યાં જૂનો દ્વારો હતો. તેનાં કેટલાંક મકાનો પણ મહારાજ શ્રી ઓધવરામજી અને શ્રી દયાળદાસજીના સમયમાં કચ્છ બહાર વસતા પાટીદાર દાતાઓના સહયોગથી બાંધવામાં આવ્યાં હતાં.

મહારાજ શ્રી દયાળદાસજી સંવત ૨૦૧૯ના આસો સુદી-૩ને ગુરુવારના બ્રહ્મલીન થતાં તેમના પછી તેમના પટ્ટશિષ્ય શ્રી શાંતિદાસજી મહારાજને વાંઢાયની ગાદી સોંપવામાં આવી. તેઓશ્રીએ પોતાના સમયમાં ઈશ્વર આશ્રમમાં પાણીની કાયમી મુશ્કેલી નિવારવા દેશલપરમાંથી પાણી આશ્રમ સુધી પહોંચાડ્યું. ઉપરાંત, આશ્રમમાં ગૌશાળા, ખેતીવાડી વગેરે વ્યવસ્થા પણ સુચારુરૂપે ચલાવી. તેઓ સંસ્કૃતના અભ્યાસી હતા એટલે અવારનવાર ભક્તોને ભાગવતનું રસપાન કરાવતા. તેમનો પિંડ પાટીદારનો હોવાથી જ્ઞાતિજનોમાં સનાતનધર્મના ઉપદેશ માટે પણ તેઓશ્રી ગામડાંઓમાં નીકળતા તેમને આશ્રમના વિકાસ માટે ઘણું-ઘણું કરવાની ઈચ્છા હોવા છતાં ઈશ્વરના ધામનું તેડું આવતાં તેમની ઈચ્છા પૂરી થઈ શકી નહિ.

મહારાજશ્રી શાંતિદાસજીનો દેહ સંવત ૨૦૩૬ના કારતક વદી ૧ને સોમવારે શાંત થતાં તેમના પછી તેમના શિષ્ય કરશનદાસજીને ''ચદરવિધિ''થી ઈશ્વર આશ્રમ વાંઢાયની ગાદી સોંપવામાં આવી અને હાલે પણ તેઓ આશ્રમનો કાર્યભાર ખૂબ જ નિષ્ઠાથી સંભાળી રહ્યા છે. તેમના સમયમાં આશ્રમમાં એટલાં બધાં નવાં બાંધકામ અને એટલા બધા ફેરફારો થયા કે લાંબા સમય પછી આવેલો માણસ થાપ ખાઈ જાય. મહારાજશ્રી કરશનદાસજીએ ભક્તો, ભાવિકો અને દાતાઓની સહાયથી શિવમંદિરની બાજુમાં ઉમિયાજી તેમજ હિંગળાજ માતાનાં મંદિરોનું નિર્માણ કરી પ્રાણપ્રતિષ્ઠા કરી, એટલું જ નહિ પણ જૂનાં નળિયાવાળાં મકાનોનો જીર્ણોદ્ધાર કરી પાકાં મકાનો બનાવડાવ્યાં. જેમાં લાલરામ ભવન, ઓધવરામ ભવન, દયાળ ભવન, શાંતિભવન વગેરે ઈમારતો બાંધવામાં આવી. અહીં દર્શને આવનાર દર્શનાર્થી ભક્તજનો માટે ઊતરવાની સુંદર વ્યવસ્થા છે, ભોજનશાળા છે અને અન્નક્ષેત્ર ચાલે છે.

મહારાજશ્રી દયાળદાસજીના શિષ્ય મહારાજ શ્રી સેવાદાસજી પણ હાલે ઈશ્વર આશ્રમમાં નિવાસ કરી રહ્યા છે. શરીર પાટીદારનું અને પોતે પ્રજ્ઞાચક્ષુ હોવા છતાં તેમણે વર્ષોથી ઈશ્વર આશ્રમમાં રહીને આશ્રમવાસીઓની, સંતો-મહંતોની અને એનાથીયે વિશેષ તો આશ્રમની ગાયોની જે સેવા કરી છે તે તેનાં નામ ''સેવાદાસ''ને સાચા અર્થમાં ચરિતાર્થ કરે છે. પ્રજ્ઞાચક્ષુ હોવા છતાં કોઈનીયે સેવા લેવાને બદલે સૌને પોતાની સેવા આપવાનો જ ગુણ તેમનામાં છે, તે જોઈને આપણને વંદન કરવાનું મન થાય તેવા સરળ અને સાલસ સ્વભાવના સંત છે.

મહારાજશ્રી ઓધવરામના બીજા શિષ્ય મહારાજશ્રી વાલદાસજીને ઓધવરામજીએ કચ્છી લાલરામેશ્વર આશ્રમ હરિદ્વારની જવાબદારી સોંપી હતી. મહારાજશ્રી વાલદાસજી મિતભાષી અને સૌમ્ય પ્રકૃતિના સંત હતા. તેમણે ગૌસેવાના કાર્યમાં ઊંડો રસ દાખવેલો અને કન્યા-કેળવણીને પ્રોત્સાહન આપવા પણ તેઓ જરૂર પડ્યે મદદરૂપ બનતા. તેઓશ્રી તેમના ગુરુ શ્રી ઓધવરામજીની જેમ પાટીદાર જ્ઞાતિમાં નવનિર્મિત શ્રી લક્ષ્મીનારાયણ મંદિરના પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ કે એવા જ કોઈ ધાર્મિક, સામાજિક સભાઓમાં અચૂક ઉપસ્થિત રહેતા. તેમની જ પ્રેરણાથી ઉમિયા માતાજી સંસ્થાનમાં અન્નક્ષેત્ર ૧૯૭૮માં શરૂ કરવામાં આવ્યું.

આજે વાંઢાયની પાવન ધરતી પર સોમનાથ મંદિરની પ્રતિકૃતિસમું અને પ્રાચીન સ્થાપત્યકલાની યાદ અપાવે એવું ભવ્ય રામમંદિર પણ તેમની જ પ્રેરણાથી નિર્મિત પામ્યું અને તા. ૧૨-૩-૧૯૯૩ ફાગણ વદ-૫ રંગપંચમીના શુભ દિને એ કલાત્મક રામમંદિરની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી અને ત્રણ માસ બાદ જ તા. ૧૫-૬-૧૯૯૩ના રોજ મહારાજ શ્રી વાલરામજી બ્રહ્મલીન થયા. તા. ૩૦-૦૬-૧૯૯૩ના તેમનો ભદ્રા ઉત્સવ થયો અને તે જ દિવસે તેમના સ્થાને તેમના પટ્ટશિષ્ય પ. પૂ. સંત શ્રી હરિદાસજી મહારાજની ''ચદરવિધિ''થી નિયુક્તિ કરવામાં આવી.

## મંગલમૂર્તિ શ્રી ઈશ્વરરામજી



''જગમંગલ મૂર્તિ અતિ પ્યારી ગુરુ ઈશ્વર કર અવતારી''

પ. પૂ. સંતશ્રી લાલરામજી મહારાજે ઉપરોક્ત પંક્તિમાં જેને ઈશ્વરના અવતાર સમા ગણાવ્યા છે અને જેમના પાવનકારી નામ સાથે આજે વાંઢાયની પુનિત ભૂમિ પર વિદ્યમાન લગભગ તમામ સંસ્થાઓ જોડાયેલી છે, એવા પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ મહારાજશ્રી ઈશ્વરરામજી હરિહર સંપ્રદાયની સંતપરંપરાના મુકુટમણિ છે. જેવું તેમનું નામ પવિત્ર અને કલ્યાકારી છે તેવું જ તેમનું જીવન પણ પતિતપાવન છે.

વિ.સં. ૧૮૯૫ના આસો સુદ-૨ના પવિત્ર દિને કચ્છમાં અબડાસા તાલુકાના નાનકડા ગામ નાંદરામાં ભાનુશાળી પરિવારમાં માતા કુંવરબાઈની કુખેથી મહારાજશ્રી ઈશ્વરરામજીના સ્થૂળ શરીરનો આવિર્ભાવ થયો. વિદ્વાન જ્યોતિર્વેત્તાઓએ વિધાન કર્યું હતું કે આ બાળક અલૌકિક પુરુષ થશે અને તેઓશ્રીનાં માતા-પિતાએ ઈશ્વરના અનુગ્રહથી તેમને આ પુત્રરત્ન પ્રાપ્ત થયું છે એમ વિચારી તેમનું નામ ''ઈશ્વર'' પાડ્યું. તેઓશ્રી બાળપણથી જ ઈશ્વરપરાયણ હતા અને ભજનાનંદી પણ હતા. પિતા હંસરાજ નિર્મળ હૃદયના ભક્ત હતા. ખેડૂતનું સાદું જીવન ગાળતા અને આંગણે આવેલા સાધુસંતોની સેવા કરતા.

મહારાજશ્રી ઈશ્વરરામજીને ચાર વર્ષની વયે દુષ્કાળ પડતાં માતા-પિતા સાથે જીવનનિર્વાહ અર્થે કચ્છ છોડીને સિંધમાં જવાનું થયું. ત્યાં જુરડા ગામમાં જઈને રહ્યાં અને ત્યાં જ તેમનાં માતા-પિતાનો દેહવિલય થયો. તેઓશ્રીની ફોઈએ તેમને પોતાની સાથે રાખ્યા. બાળપણમાં રેંટ ચલાવતાં તેમનો પગ તેમાં આવી જતાં પગે ખોડ આવી અને તેમને અનાયાસે ઈશ્વરે સંસારની ઉપાધિમાંથી મુક્ત થવાની અનુકૂળતા કરી આપી અને તેનો તેઓશ્રીને આનંદ હતો. સંતશ્રી સેવારામજીના શિષ્ય મહાત્મા અરજણદાસજીએ તેમનામાં પડેલી અલૌકિક શક્તિને પારખી અને શાસ્ત્રીય અક્ષરોનું લેખન-વાચન અને શબ્દ સાખીનું જ્ઞાન આપવાનું શરૂ કર્યું.

મહારાજશ્રીનાં ફોઈ તેમજ અન્ય સંબંધીજનો તેમને સાંસારિક સંબંધોમાં બાંધવાની ઈચ્છા રાખે છે એવું જાણીને મહાત્મા અરજણદાસજીએ મહારાજશ્રીને મોહપાશમાં ન બંધાવા અને કચ્છ હમલાપુરીમાં દેવાસાહેબના દિવ્યધામમાં જઈ બ્રહ્મવેત્તા મહાપુરુષની પાસેથી ગુરુદીક્ષા ગ્રહણ કરી, સાધુ બની સર્જનહાર પરમાત્માનું ભજન કરી, આ મનુષ્યદેહને સફળ કરવા જણાવ્યું. મહારાજશ્રી કચ્છ આવતા કેટલાક મહાત્માઓ સાથે હમલાપુરી પધાર્યા. એ વખતે પૂજ્યપાદ મહારાજશ્રી ક્ષેમદાસજીબાવા શ્રી રામસિંહજીના આગ્રહથી ત્યાં રહી તેઓશ્રીને વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કરાવતા હતા. જેઓ પ્રજ્ઞાચક્ષુ હોવા છતાં પણ ''શ્રી પંચદર્શ જેવા વેદાંત વિષયના મોટા ગ્રંથો જેમને જિહ્વાગ્રે હતા, એટલું જ નહિ પરંતુ તેઓ પૂર્ણ ભજનાનંદી હતા અને જેમણે પોતાના સ્વરૂપનો હસ્તકમલવત્ અપરોક્ષ અનુભવ હતો એવા બ્રહ્મવેત્તા મહાપુરુષનાં દર્શન કરી મહારાજશ્રીના બધાં મનોરથો એકાએક પૂર્ણ થયા. મહારાશ્રીએ ગુરુ ધારણ કરવા પોતાની ઈચ્છા દર્શાવી. મહારાજશ્રી ક્ષેમદાસજીએ મહારાજશ્રીને પૂર્ણ અધિકારી તેમજ પૂર્ણ સંસ્કારી જાણી શ્રી ગુરુમંત્ર સહિત 'તત્ત્વમસિ' મહાવાક્યનો ઉપદેશ આપી કૃતાર્થ કર્યા અને તેઓશ્રીનું ''ઈશ્વરદાસ'' એવું નામ નિયત કર્યું. ત્યાર બાદ તેઓશ્રી આશ્રમમાં રહીને ગુરુસેવા કરતા અને ત્યાં આવનાર સંતો, મહાત્માઓની પણ બનતી સેવા કરતા, તેમની નવું શીખી લેવાની જિજ્ઞાસાવૃત્તિ એટલી તો તીવ્ર હતી કે રસોઈ બનાવતાં બનાવતાં પણ શ્લોકો કંઠસ્થ કરતા અને ગુરુનાં ચરણોમાં બેસીને પણ તત્પરતાથી વિદ્યા ગ્રહણ કરતા.

મહારાજશ્રીને સંતસેવામાં એટલી બધી પ્રીતિ હતી કે પોતાના પગે ખોડ હોવાના કારણે તેઓ સંતોની સેવા સારી પેઠે કરી શકતા નથી, તેનું તેમના હૃદયમાં સદૈવ દુઃખ રહેતું. જેમના તેઓ પ્રીતિપાત્ર હતા એવાં એક માત્ર સંબંધી તેમનાં ફોઈનો સ્વર્ગવાસ થતાં એમની પાછળ તેમણે ઉત્સવ કર્યો અને સાધુ સંતોને જમાડ્યા, ત્યાર બાદ મહારાજશ્રી પોતાના ગુરુ સાથે હમલાપુરી છોડી કાનપુર આવીને રહ્યા. ભગવત્કથા શ્રવણમાં જેમને અનહદ પ્રીતિ હતી એવાં દેવલબાઈ માને ગુરુ ક્ષેમદાસજી કથાનું રસપાન કરાવતા અને તેઓશ્રી બ્રહ્મનિર્વાણ પામ્યાં પછી તેમની આજ્ઞાનુસાર મહારાજશ્રી ઈશ્વરદાસજીએ પણ તેમનો આ ક્રમ ચાલુ રાખ્યો હતો. તેઓ ભજનાનંદી હોવાને કારણે ઘણા સંત મહાત્માઓ તેઓશ્રીનાં દર્શને આવતા અને ત્યાં રહીને સત્સંગ કરતા. તેમના ભક્તિના રંગે સમસ્ત ગામનું વાતાવરણ પણ ભક્તિમય બની ગયું હતું.

મહારાજશ્રી તેમજ તેમના કાકાગુરુ હરિદાસજી કે જેઓ તે સમયે વાંઢાય રહેતા એ બન્ને વચ્ચે પરસ્પરને માટે ઘણો પ્રેમ હતો. એટલે મહારાજશ્રીના કાકાગુરુને જોઈતી વસ્તુઓ કાનપુરથી વાંઢાય મોકલી આપતા અને અવારનવાર વાંઢાય તેઓશ્રીનાં દર્શને પણ જતા.

મહારાજશ્રીના એક શિષ્ય શામદાસજી કે જેઓ પાછળથી શામ ભગવાનના નામે ઓળખાયા, તેઓ શરૂઆતમાં મહારાજશ્રી ઈશ્વરરામજી પાસે બેસીને વેદાંતનું જ્ઞાન મેળવતા. કહેવાય છે કે શરૂઆતમાં તેઓશ્રી મંદબુદ્ધિવાળા હતા. પણ ઈશ્વરરામજી મહારાજના આશિષથી તેમની બુદ્ધિ ખીલી ઊઠી અને તેમને તત્કાળ મહારાજશ્રીની સ્તુતિ માટે જે દોહરા બનાવ્યા, તે આજે પણ ઈશ્વર આશ્રમમાં મહારાજશ્રીની સ્તુતિ રૂપે ગવાય છે.

મહારાજશ્રી ગુરુના આદેશ અનુસાર મા દેવલબાઈની સેવામાં વીસ વર્ષ લગી કાનપુરમાં જ રહ્યા અને દેવલબાઈ મા બ્રહ્મલીન થયાં. ત્યાર બાદ તેઓ ''બહુજનહિતાય'' પ્રવૃત્તિ

અને ભક્તિ માટે કચ્છનાં ગામડે ગામડે વિચરવા લાગ્યા. તેઓશ્રી જ્યાં-જ્યાં પધારતા ત્યાં-ત્યાં ભાવિકજનોને તેમનાં દર્શન માત્રથી પણ ઘણો જ આનંદ થતો અને તેમનું જ્યારે એક ગામથી બીજે ગામ પધારવાનું થતું ત્યારે શ્રોતાજનોનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુઓની ધારા વહેતી. તેઓશ્રીનું વક્તૃત્વ પણ એટલું તો અદ્‌ભુત અને સુંદર હતું કે તેઓશ્રીના કથા-પ્રવચનમાં કેવલ શ્રવણ માત્રથી પણ શ્રોતાજનોની શંકાઓનું આપોઆપ સમાધાન થઈ જતું. સજ્જનનો સંગ અને દુર્જનથી દૂર રહેવું એ મહારાજશ્રીના ઉપદેશનો મુખ્ય મુદ્દો હતો. પ્રવાસમાં મહારાજશ્રીના અનુક્રમે લાલરામજી, બાપુરામજી, લીલારામજી અને પ્રેમદાસજી એમ ચાર શિષ્યો થયા અને તેઓ પણ શ્રી ગુરુદેવની સેવામાં તત્પર રહી તેઓશ્રીની સાથે વિચરતા. સતત પ્રવાસમાં રહેતા હોવા છતાં મહારાજશ્રીએ બાર મહિનામાં એક વખત જન્માષ્ટમી પર બાવાશ્રી રામસિંહજીના દર્શને હમલાપુરી જવાનો નિયમ રાખ્યો હતો.

કચ્છ અને કચ્છ બહાર ઘણાં ગામોનો પ્રવાસ કર્યા બાદ મહારાજશ્રીને એવું લાગ્યું કે ''વાંઢાયમાં રહી એકાંતમાં ઈશ્વર ભજન કરવા આ શરીરનું પ્રારબ્ધ છે.'' એમ ધારી તેઓશ્રી બધાની સાથે પોતાના ગુરુસ્થળે વાંઢાય પધાર્યા. ત્યાં બીજા પણ મહારાજશ્રીના મૂલદાસજી, પ્રેમદાસજી, દયારામજી અને નારાયણદાસજી વગેરે શિષ્યો થયા.

તેઓશ્રી સંતોને ઉપદેશ આપતાં કહેતા કે,

''જપ તપ શીલ સંતોષ ચાર ખેતર ખેડે
રિદ્ધિસિદ્ધિ સંપદા હાલી આવે હેડે''

તેઓની દ્રષ્ટિમાં ધર્મ કે સંપ્રદાયનો કોઈ ભેદભાવ ન હતો. તેમના માટે તો સમસ્ત વિશ્વ બ્રહ્મમય હતું. તેથી તેઓ કોઈ પણ પંથ કે સંપ્રદાયના સંતોને આવકારતા અને સત્કારતા. મહારાજશ્રી પોતાનો મોટા ભાગનો સમય પોતાના ઓરડામાં એકાંતમાં બેસીને જ પ્રભુભજનમાં ગાળતા. સાંજના સમયે તેઓશ્રી કથા-સત્સંગ દ્વારા આશ્રમે આવનાર ભક્તો અને સજ્જનોને પ્રભુપ્રેમના દિવ્યજ્ઞાનનું રસપાન કરાવી અલૌકિક આનંદ પ્રદાન કરતા.

પૂજ્યપાદ મહારાજશ્રી પોતે સમર્થ હતા તેમજ તેઓશ્રીના શિષ્યો અને સેવકો સંખ્યાબંધ હતા, તો પણ તેમને ગુરુપણાનું લેશમાત્ર પણ અભિમાન જેવું ન હતું. એક વેળા તેમના આશ્રમમાં પધારેલા એક સ્વામીજીએ તેમને પ્રશ્ન કર્યો કે, ''પ્રભુ, જેઓ શિષ્ય બનીને પોતાના ગુરુમાં શ્રદ્ધા રાખતા નથી તેઓને કેવાં દોષ અને પાપ લાગતાં હશે ?

ત્યારે તેઓશ્રીએ કહ્યું કે, ''જ્યારે આપણે પોતાને ગુરુ માનીએ ત્યારે જ આવી ઉપાધિ અને વિપેક્ષ ઊભો થાય છે. માટે આ મારા શિષ્યો છે અને હું એમનો ગુરુ છું એમ પોતાને માનવું જ શા માટે જોઈએ ?'' એ સાંભળી સ્વામીજીના મનનું ઘણું સારું સમાધાન થઈ ગયું.

મહારાજશ્રીના એક સેવક શ્રીમાન વાલજીભાઈએ તેઓશ્રીના કહેવાથી અને પ્રેરણાથી પોણો લાખ કોરીઓનું દાન તે સમયે એકત્ર કરીને ત્યાં જે તળાવ હતું, તેમાં ખાણેતરું કરાવી, તેના ઘાટ બંધાવી, વિ. સં. ૧૯૪૮માં પૂર્ણ કર્યું અને તેનું ''ઈશ્વરસાગર'' એવું પાવન નામ આપવામાં આવ્યું.

પૂજ્યપાદ મહારાજશ્રીના આશીર્વાદથી જે શ્રી સાધ્વી મૈયાજી મંજલગામે શ્રી ગુરુ ઈશ્વરરામજીના નામથી એક કન્યાશાળા અને એક વિધવાશ્રમ ખોલી કન્યાઓને તેમજ કેટલી બહેનોને જીવનનો સાચો માર્ગ બતાવ્યો છે અને પોતાનું પરોપકારી, સદાચારી અને ઈશ્વર ભજનાનંદી એવું ઘણું સાદું અને સારું જીવન વ્યતિત કર્યું છે.

મહારાજશ્રી પ્રત્યેના પ્રેમને કારણે હિંગરિયાના સંતશ્રી હરિદાસજી મહારાજ પણ વાંઢાય આશ્રમે પધારતા અને રોકાણ પણ કરતા. તેમણે પોતાના ''હાલો હાલો તો વાંઢાય હાલીએ રે, મળી સંતોને મહાસુખ માણીએ રે'' એ બનાવેલા રાસપદમાં પૂજ્યપાદ મહારાજશ્રીના પાવન મહિમાનું ઘણું સુંદર વર્ણન કરેલું છે.

પૂજ્યપાદ મહારાજશ્રીનો જે હેતુસર મંગલમય અવતાર થયો હતો તે બધું કામ હવે પૂરું થયું, કારણ કે જેમણે પ્રવાસે વિચરી અનેક જનોનાં કલ્યાણ કર્યાં અને ત્યાર પછી જેમણે એકાંતમાં નિવૃત્તિપરાયણ રહી ઈશ્વરભજન કરવા છતાં પણ અનેક જનોનાં કલ્યાણ કર્યાં પછી તો તેઓશ્રી પોતાના શેષ પ્રારબ્ધને જ વ્યતિત કરતા હતા અને પછી તેઓશ્રીની પ્રકૃતિ પણ બરાબર રહેતી નહીં. તેઓશ્રીના શરીર છૂટવાનો સમય જ્યારે અતિ સમીપ આવી ગયો ત્યારે તેઓશ્રી પોતાના શિષ્યોને પાસે બોલાવી કહેવા લાગ્યા કે, ''આ સંસારમાં શરીરથી કોઈ પણ અમર નથી. કારણ કે જેનો ઉદય છે, તેનો અસ્ત છે. આમ હોવાથી જે શરીરનો જન્મ થાય તે શરીરનો અંતે અવશ્ય નાશ છે. પરંતુ અજરઅમર તો એક જ આનંદરૂપ આત્મા છે કે જે ઉદય અને અસ્તથી રહિત છે. માટે આત્માનો દૃઢ નિશ્ચય કરી નિરંતર વૃત્તિને અંતર્મુખ કરવી અને આત્માનું અભેદ ચિંતન કરવું. એવી રીતે નિરંતર બ્રહ્માભ્યાસ કરતાં કરતાં જ્યારે વૃત્તિ સંકલ્પ અને વિકલ્પના પ્રદેશથી પસાર થાય છે ત્યારે અજ્ઞાનરૂપ આવરણ દૂર થઈ, આનંદરૂપ આત્માનો અપરોક્ષ અનુભવ થાય

છે અને મુક્તાવસ્થા પ્રાપ્ત થાય છે. આમ થવાથી જ ભાવનાં બંધનો તૂટી જાય છે. માટે સંસારના નાશવંત અને બંધન કરનાર એવા તમામ વિષયોથી ઉપરામ રહી જે બને તે આત્માના સંધાનરૂપ ઈશ્વરભજનમાં તન્મય રહેવું, કારણ કે આવો મનુષ્ય દેહ વારંવાર મળતો નથી.''

વળી તેઓશ્રીએ પોતાના બધા શિષ્યોને કહ્યું કે, ''અગ્નિ-સંસ્કાર ન કરતાં આ શરીરને જમીનમાં સમાધિ આપજો'' એમ કહી તેઓશ્રીએ પોતાના બધા શિષ્યો પર પોતાની અમૃતમય દ્રષ્ટિના અમૃતનું અંતિમ અભિસિંચન કર્યું અને બધા શિષ્યોએ તેઓશ્રીને નમસ્કાર કર્યા. પછી વિશ્વમંગલમૂર્તિ પૂજ્યપાદ મહારાજશ્રી સંવત ૧૯૫૩માં અષાઢ વદ-૨ને દિવસે પોતાના સ્થૂળ દેહનો ત્યાગ કરી વિદેહ કૈવલ્ય બ્રહ્મનિર્વાણ પામ્યા.

મહારાજશ્રીના શિષ્યો તેમજ મોટી સંખ્યામાં એકત્રિત થયેલ ભાવિકજનો મળીને મહારાજશ્રીના સ્થૂળ શરીરને પાલખીમાં બેસાડી ધૂપદીપથી વાજતેગાજતે સરોવરની સમીપ આવ્યા અને જે જગ્યાએ બેસી ભજન કરવા પૂજ્યપાદ મહારાજશ્રીએ ઈચ્છા દર્શાવી હતી તે જગ્યાએ પાલખી રાખી. પછી મતભેદને લીધે તેઓશ્રીના સ્થૂળ શરીરને સમાધિ ન આપતાં તેને શ્રીફળો, ચંદનના કાષ્ઠો અને ઘૃતમાં જ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. હવે અગ્નિ પ્રગટ થતાં જ તે ચિતામાંથી એક મોટો ભયંકર અવાજ સાંભળવામાં આવ્યો હતો. જે અવાજને સાંભળી જેઓ સમાધિ આપવામાં સહમત ન હતા, તેમના મનમાં એમ થયું હતું કે 'જો સમાધિ આપવામાં આવી હોત, તો ઘણું સારું હતું પણ પછી શું બની શકે ?

હવે કેટલાક સમય પછી પૂજ્યપાદ મહારાજશ્રીના મહારાજ લાલરામજી વગેરે શિષ્યોએ ત્યાં અન્ય એક નૂતન ભવ્ય 'શ્રી ઈશ્વર આશ્રમ' સ્થાપી તેઓશ્રીની ફૂલસમાધિ ઉપર એક શિખરબંધ ભવ્ય મંદિર બંધાવ્યું અને સામે શ્રી શંકરનું પણ બીજું એક શિખરબંધ ભવ્ય મંદિર બંધાવ્યું.

શ્રી ગુરુદેવના મંદિરમાં તેઓશ્રીનાં પાવન પગલાં સ્થાપિત કરવામાં આવ્યાં છે અને તેઓશ્રીની એક સુંદર છબી પધરાવવામાં આવી છે. એ બન્ને મંદિરની સવારે અને સાંજે પ્રતિ દિવસ બે વખત પૂજા થાય છે અને જ્યાં અનેક ભાવિકજનોના મનનાં મનોરથ પોતાની માન્યતા પ્રમાણે આજે પણ પૂર્ણ થાય છે.

शिव एवं गुरु साक्षात् गुरूदेव शिव स्वयम्।
उभयोरन्तरं किंचिन्न ज्ञातव्यं मुमुक्षुभिः॥

શ્રી શિવ સાક્ષાત્ ગુરુરૂપ છે અને શ્રી ગુરુ પોતે શિવરૂપ જ છે. મુમુક્ષુજનોએ એ બન્નેમાં જરા પણ જુદાઈ જાણવી નહિ.

## સૌજન્યમૂર્તિ શ્રી લાલરામજી



મહારાજશ્રી ઈશ્વરરામજી એક વખત દેશલપર ગુંતલી પધાર્યા હતા, ત્યાંના કડવા પાટીદાર ગોપાળભગતને ઘેર સંતોના ઉતારા હતા. ગોપાળ પટેલનાં પત્ની માનબાઈથી સં. ૧૯૧૩ના વૈશાખ સુદ-૨ના પુત્રજન્મ થયેલ, જેનું નામ લાલજી રાખવામાં આવેલ.

મહારાજશ્રી દેશલપર પધાર્યા હતા, ત્યારે લાલજી ઉંમરલાયક ખરા અને સાધુસેવામાં ભાગ પણ લેતા. મહારાજશ્રીએ એના ચહેરા સામે જોઈને વિધિલેખ વાંચી જોયો અને પૂછ્યું, ''નારાયણ, તમારું નામ શું?''

છોકરાએ જવાબ આપ્યો, ''મારું નામ લાલજી''

''નામ તો બહુ સારું છે બાપલા, સાયલામાં લાલજી નામે મરજીવો ભગત પાકી ગયો, તમારામાં પણ એ નામ સાર્થક કરવાની શક્તિ અમોને જોવામાં આવે છે. કરશોને ?''

જવાબ મળ્યો, ''આપના આશીર્વાદ હશે તો થઈ શકશે.''

મહારાજશ્રીએ હસીને લાલજીને કહ્યું, ''જો બેટા, તારા નામે લાલજી કરીને એક સુતારનો છોકરો બહુ આળસુ એટલે પ્રમાદી હતો. કામકાજ કરાવવા આવતા ઘરાકોને આજ-કાલ કર્યા કરે અને નિવેડો લાવે નહિ. એના આળસુ-પ્રમાદી જીવન માટે એક કવિએ દુહો કહ્યો છે,

પલ કા દો પખવાડિયા, ઘડી કા દો માસ
લાલ જિસકો કલ કહે, વા-કા કો હવાલ

તમે એવું તો નહિ કહોને ? ભણ્યા છો ?

જવાબ મળ્યો, ''હા''

''બહુ જ સારું. જુઓ, લાલજી આજે રાત્રે તમારે કથા વાંચવી. અમે બધાં સાંભળશું.''

''આપ આજ્ઞા કરશો તો એ પણ વાંચીશ.''

પછી તો લાલજી દરરોજ કથા વાંચે અને મહારાજશ્રી સર્વ કોઈને સમજાવે. એની વાંચવાની, બોલવાની છટાથી મહારાજશ્રી બહુ જ ખુશ થતા. એમને એવી રીતે લાંબા સમય સુધી મહારાજશ્રીનો સત્સંગ મળ્યો, તેમ શાસ્ત્રપઠન પાઠનનો લાભ પણ મળી ગયો. મહારાજશ્રી દેશલપર રોકાઈ ફરી પાછા વાંઢાય પધાર્યા. લાલજીભગતના સંસ્કારો સંતસમાગમથી ખીલી નીકળ્યા. એટલે કુટુંબીઓની સહમતી મેળવી વાંઢાય આવ્યા. પોતાના વિચારો ગુરુદેવ આગળ જાહેર કર્યા. શ્રી ઈશ્વરરામજીએ એનું ભવિષ્ય જાણેલું જ હતું, એટલે દીક્ષા આપી શિષ્ય બનાવી લાલરામ નામાભિધાન કરાવ્યું.

શ્રી લાલરામજીની ધારણશક્તિ, વેદાંતનું જ્ઞાન, વહેવાર, કુશળતા, ગંભીરતા અને શાંતિ જેવા ઘણા ગુણોથી મૂર્તિ સમાન હતા. કહેવાય છે કે સ્વભાવના તેઓશ્રી એટલા શાંત હતા કે ન પૂછો વાત ! શ્રી ઈશ્વરરામજી મહારાજનું શરીર નિવૃત્તિ પામ્યા બાદ બધા ગુરુભાઈઓએ મળી ઉત્સવ કર્યો, गुणान् सर्वत्र पूजयते न च लिंगः न च वयः । ગુણની પૂજા સર્વ કોઈ કરે છે. એમાં ઉંમર અથવા શરીર જોવામાં આવતું નથી. એ પ્રમાણે લાલરામજી ગાદી માટે એ વખતે યોગ્ય હતા. પરંતુ મહારાજશ્રીનો શિષ્ય સમુદાય બહોળો હોવાને કારણે મતમતાંતરો થાય એમાં નવાઈ પામવા જેવું નથી. શ્રી ક્ષેમદાસજી અને ઈશ્વરરામજીના વખતમાં પણ એવું જ હતું. પરંતુ અપેક્ષા રહિત સંતો હોવાના કારણે પરનું અને પોતાનું કશું બગાડ્યા સિવાય સેવાભાવના બતાવીને, અલિપ્તભાવે રહીને, સમૂહથી દૂર રહીને, મુક્તિથી જીવન પસાર કરી ગયા. આશ્રમજીવન પણ વહેવાર દશામાં જ ગણાય. વિરક્ત સંત બાવાશ્રી જેઠીરામજીએ હમલાના સુતાર ભક્તે એક મકાન સંત સેવામાં અર્પણ થયું ત્યારે જ આગાહી કરી હતી કે, જંગલમાં થતી એકાંતવાસી ભક્તિ હવે ઝૂપડાં સુધી આવી ગઈ છે, આગળ જે થાય તે ખરું. મહાપુરુષોનાં વાક્યો સત્ય જ હોય છે. અહીં મતમતાંતરે ઉગ્ર રૂપ લીધું. નિવેડો કે નિર્ણય થઈ શક્યો નહિ એટલે મહારાજશ્રીની છબીને જ પછેડી ઓઢાડવામાં આવી.

ત્યાર બાદ પ્રિયાદાસજીની અને મૂળદાસજીની ઈચ્છા થતાં ગામનો આશ્રમ જૂના દ્વારા નામે ઓળખાતો તે એમને સોંપવામાં આવ્યો અને નવા આશ્રમમાં લીલારામજી, બાપુરામજી, દયારામજી, રામદાસજી, નારાણદાસજી, પ્રેમદાસજી, પૂરણદાસજી વગેરે ગુરુભાઈઓ શ્રી લાલરામજી સાથે રહ્યા. સંવત ૧૯૭૧માં સાધુ લીલારામ અને બાપુરામનું શરીર શાંત થતાં શ્રી લાલરામજીએ એની પાછળ ઉત્સવ કર્યો, જેમાં હમલાપુરીના મહંતબાવાશ્રી પૂર્ણરામજી મહારાજે સંતો-સેવકોની સહમતી મેળવી શ્રી લાલરામજીને ચદરવિધિ કરીને ગાદીએ બેસાડ્યા.

મહારાજશ્રી ઈશ્વરરામજીનાં વચનો હતાં કે તમે સાધુતામાં રહીને ભજન કરશો તો રિદ્ધિસિદ્ધિ ઘરબેઠા આવીને તમારા આંગણામાં ઊભી રહેવાની જ છે. એ પ્રમાણે ખરેખર અહીં લાલરામજીને આશ્રમનો વહેવાર ચલાવવા માટે કશી કોઈ જાતની તકલીફ પડી જ ન હતી, મંડળીથી ફરવાનું તો પૂજ્ય મહારાજશ્રીએ પોતાની હયાતીમાં જ બંધ કરાવેલું હતું અને કહેવાય છે કે પાછળથી શ્રી લાલરામજીએ કોઈ દરદના કારણે પગ કપાવવો પડ્યો હતો એટલે અપંગ દશાના કારણે ક્યાંય આવવું-જવું પણ થતું નહિ. છતાં ગુરુકૃપાથી કેવલમ્ આશ્રમ રૂડી રીતે ચાલતો હતો. છતાં તેઓશ્રીના અંતરઆત્મામાં એક મહાવ્યથા ચાલ્યા કરતી, તે એ જ કે, જે જ્ઞાતિકુળમાં મારો જન્મ એ જ કડવા પાટીદાર સમાજ આજે ધર્મના નામે ભોળપણથી અથવા તો સરળતાથી છેતરાઈને અન્યાશ્રમ સ્વીકાર્યો છે. એ એમાંથી કેમ મુક્ત થાય ? એ બધા મારા ભગવાન છે મારે એમને પાટલે બેસાડીને પૂજવા છે, પરંતુ આજે એ બધા ભગવાનોએ પોતાનો પાટ અલગ માંડ્યો છે.

જ્ઞાતિજનકો પૂજ લે જિનસે તેરા કામ
જિતના જ્ઞાતિજન મિલે ઈતના શાલિગ્રામ

જેના હૃદયમાં સ્વજ્ઞાતિ બાંધવો પ્રત્યે આવી ઉત્તમ પ્રકારની સબળ ભાવના રહ્યા જ કરતી પરંતુ હવે મનનું કહ્યું શરીર કરે એવી સ્થિતિ રહી ન હતી, એના માટે એક જ ઉપાય હતો કે પાછળની પરંપરાના સંતોને આ કામ સોંપાય. અમારો દ્રઢ સંકલ્પ અને એમની શરીરસેવાના બળે આ કાર્ય શ્રી સદ્‌ગુરૂ મહારાજને કરવું પડશે અથવા તો પોતાને ફરી આવવું પડશે ? અને મને વિશ્વાસ છે કે એક દિવસ મારું સ્વપ્નું સાકાર સ્વરૂપ ધારણ કરીને દિશા ભૂલેલા મારા જ્ઞાતિબાંધવોને ફરી પોતાના અસલ ઘરમાં લાવીને છોડશે. પૂજ્ય શ્રી લાલરામજી મહારાજને વિ.સં. ૧૯૭૧ની સાલમાં ગાદી સોંપાઈ અને એ જ વર્ષમાં એક ઊંડી શુભેચ્છા પોતાના જ્ઞાતિભાઈઓ માટેની લઈ શ્રી લાલરામજી મહારાજ ચિરઃકાળ માટે પોઢી ગયા, એટલે કે એમનું શરીર શાંત થયું.

સંતશ્રી લાલરામજીનો જન્મ જે જ્ઞાતિમાં થયો હતો એ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ હિન્દુ સનાતનધર્મની રાહેથી ભટકી ગઈ હતી. એનું સંતશ્રીને પારાવાર દુઃખ હતું. એમણે જીવનપર્યન્ત

પોતાની જ્ઞાતિને ધર્મના સાચા રાહે આણવાની ઈચ્છા સેવી હતી અને તેમનાથી બની શક્યું એ બધું જ કર્યું હતું.પરંતુ આ કાર્ય પરિપૂર્ણ થાય તે પહેલાં જ તેમને આ ફાની દુનિયા છોડવાનો સમય આવી જતાં અંત સમયે તેમનું મન વ્યગ્ર થઈ ગયું હતું.

ગુરુજીની મનોવ્યથાને સમજી જનાર તેમના પટશિષ્ય સંત શ્રી ઓધવરામજી મહારાજે ગુરુજીને પૂછ્યું હતું કે ''તમારા મનમાં એવી કોઈ વેદના રહી ગઈ છે કે જેમને કારણે વ્યથિત છો. તમારી જે કાંઈ ઈચ્છા બાકી હશે તે હું જરૂરથી પૂરી કરીશ તમે મને આદેશ આપો.''

જીવનની અંતિમ ઘડીએ સંતશ્રી લાલરામજીએ કહેલું કે ''મારી જ્ઞાતિ સનાતનધર્મનો પંથ ભૂલી ગઈ છે. તેને સનાતનધર્મના રાહ પર લાવવાની મારી ઈચ્છા પૂર્ણ થઈ શકી નથી. મારું આ અધૂરું કાર્ય તમે જરૂરથી પૂરું કરજો.''

સંતશ્રી ઓધવરામજી મહારાજે ગુરુજીને તેમનું અધૂરું રહેલું કાર્ય પૂર્ણ કરવાનું વચન આપ્યું અને સંતશ્રી લાલરામજીનું ખિન્ન થઈ ગયેલું મન શાંત થયું અને તેમની જીવનજ્યોત પરબ્રહ્મમાં વિલીન થઈ ગઈ.

## પ્રેરણામૂર્તિ શ્રી ઓધવરામજી



વાંઢાયની ભૂમિને તપોભૂમિ અને તીર્થભૂમિ બનાવનાર હરિહર સંપ્રદાયની સંતપરંપરાના મહાન તપસ્વી બ્રહ્મવેત્તા ''બહુજનહિતાય'' જેમણે પોતાનું જીવન ઘસી નાખ્યું એવા મહાન સંત શ્રી ઓધવરામજી મહારાજનો જન્મ વિક્રમ સંવત ૧૯૪૫ના ચૈત્ર સુદ-૯ રામનવમીના પાવન દિને ભાનુશાલી કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ હેમરાજ ભક્ત અને માતાનું નામ ચાગબાઈ હતું. તેઓ તે સમયે અબડાસા તાલુકાના જખૌ બંદરે નિવાસ કરતા હતા. હેમરાજ ભક્તને મળેલા એક બ્રહ્મવેત્તા મહાત્માએ તેમની સંતસેવા અને પ્રભુ-ભક્તિથી પ્રસન્ન થઈ તેમને ત્યાં એક મહાત્મા પુત્રરૂપે અવતરશે એવા આશીર્વાદ આપેલા.

પૂજ્ય મહારાજશ્રી સમજણા થયા ત્યારથી જ એમની રીતભાત, રમત પણ જુદા પ્રકારની હતી. મંદિરોમાં દેવદર્શને જવું, કથાવાર્તા થતી હોય તો શાંતચિત્તે શ્રવણ કરવું અને તેમાંથી યાદ રહ્યું હોય તો તેને પુનરાવર્તિત કરી ફરી ફરી બોલ્યા કરવું, અન્યને સંભળાવવું, બાળકો એકત્ર કરી પોતે કથાકાર બને અને અન્યને શ્રોતા બનાવી પોતે ઉપદેશો આપવા રૂપી બાળચેષ્ટા એમના ભવિષ્ય માટે શું સૂચવી જાય છે તે આપણે સમજવું રહ્યું.

ખીરસરાના સંતશ્રી શંકરાનંદે બાળક ઓધવરામમાં ભવિષ્યના મહાન સંતનાં દર્શન કર્યા અને તેને પોતાની સાથે લઈ જઈ આશ્રમમાં રાખ્યા. જ્યાં તેઓ સંતસમાગમનો લાભ લેતા અને સંતસેવા પણ કરતા. આશ્રમમાં અગ્નિથી દાઝી જવાના અને કૂવામાં પડી જવાના બે જીવલેણ પ્રસંગોમાંથી સંત શ્રી શંકરાનંદના તપોબળને કારણે અને ઈશ્વરે તેમના હાથે ઘણાં શુભ ધર્મકાર્યો કરાવવાનાં હોવાથી ચમત્કારિક રીતે બચી જવા પામ્યા અને તેઓ આશ્રમમાંથી ઘેર પાછા ફર્યા.

હેમરાજ ભગતે જીવનનાં અંત સમયમાં પોતાની પત્ની ચાગબાઈને બોલાવીને ભલામણ કરતાં કહ્યું કે, ''યોગીરાજના વચન અનુસાર આ બાળકને સંત થવા દેજો, પરંતુ પુત્રભાવ રાખી એને પરણાવશો નહિ.'' એમ કહી ભક્ત હેમરાજે પ્રાણ છોડ્યા.

સંવત ૧૯૫૯માં મહારાજશ્રી ઓધવરામજી વ્યવસાયાર્થે મુંબઈ ગયા. ત્યાં તેમણે બારદાનનો, મુકાદમનો એમ જુદા જુદા વ્યવસાયો પણ કર્યા. મોહમયી મુંબઈનગરીની મોહિની લાગતાં એક સમયે તેમણે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશવાનું પણ વિચાર્યું. પરંતુ એક વખત મિત્રો સાથે ફરતાં ફરતાં સત્યવાદી રાજા હરિશચંદ્રનું આખ્યાન સાંભળવાનું થયું અને તેમના પૂર્વના સંસ્કારો જાગી ઊઠ્યા. વિષય-વાસનાને વશ થઈને ઈન્દ્રિય સુખ માટે તેમને બંધનમાં બંધાઈને ઉત્તમ મનુષ્ય અવતાર વેડફી નાખવાનું યોગ્ય ન લાગ્યું. તેમને માતાની પણ મનોમન એ જ ઈચ્છા અને એ જ પ્રાર્થના હતી કે પોતાનો પુત્ર સંસારમાં બંધાઈ ન રહેતાં સંસારીઓને બંધનમાંથી મુક્ત કરનાર સંત બને.

યુવાન ઓધવરામજી મુંબઈનગરીની મોહમાયા છોડી કચ્છ આવ્યા. સંવત ૧૯૬૭ના શ્રાવણ માસમાં દેવધામ હમલાપુરી બાવાશ્રી દેવસાહેબની ગાદી ઉપર વેદવેદાંત પારંગતપૂર્ણ પ્રતાપી મહંત બાવાશ્રી પૂરણદાસજી બિરાજતા હતા. તેમના ચરણમાં મસ્તક નમાવી કંઠી બંધાવી અને આશ્રમમાં રહી સંત સેવા અને બાવા જે બતાવે તે કામ કરતા. બાવાજીનું પાંડિત્ય એટલું

અગાધ હતું કે તેઓશ્રીએ મહારાજશ્રીને શબ્દ-રૂપાવલી, ધાતુ-રૂપાવલી, સમાસચક્ર અને પંચસંધિ સુધીનો અભ્યાસ કરાવ્યો.

બાવા સાહેબ જ્યાં જતાં ત્યાં તેઓ ઉદ્ધવદાસને સાથે લઈ જતા પરંતુ ઉદ્ધવદાસની વૈરાગ્ય વૃત્તિને કારણે મુંબઈના બાવા સાહેબના નિવાસ દરમ્યાન આ ભીડવાળું ધમાલિયું જીવન તેમને અનુકૂળ ન આવતાં તેઓશ્રી વિક્રમસંવત ૧૯૭૦માં ઈશ્વર આશ્રમ વાંઢાય પધાર્યા, જ્યાં તેમણે ગુરુ શ્રી લાલરામજી પાસેથી સાધુપદ અને શિષ્યપદની દીક્ષા લઈ ''ઓધવરામ'' એવું નામ ધારણ કર્યું. ગુરુ લાલરામજી પાસેથી તેમના વૈરાગ્ય શતકનું જ્ઞાન તો મળ્યું પણ તેમની સાચા શિષ્ય તરીકેની પાત્રતા જોઈને ગુરુ શ્રી લાલરામજીએ અંત સમયે તેમના ગુરુ સંતશ્રી ઈશ્વરરામજી મહારાજ દ્વારા મળેલું આત્મસાક્ષાત્કારનું ગૂઢ જ્ઞાન આપ્યું.

વિક્રમસંવત ૧૯૭૧માં ગુરુ શ્રી લાલરામજીનું શરીર શાંત થયા બાદ હમલા દ્વારાના ગાદીપતિ સંતશ્રી બાવા પુરનદાસજીએ ઓધવરામજીને ગાદી માટે યોગ્ય ગણીને પસંદ કર્યા અને વિક્રમસંવત ૧૯૭૬માં તેઓશ્રીએ તેમના ગુરુ મહારાજ શ્રી લાલરામજી પાછળ ભંડારો કર્યો અને તે સમયે ''ચદરવિધિ''થી વાંઢાયની ગાદી સોંપવામાં આવી. પરંતુ મહારાજશ્રીની આશ્રમની જવાબદારીમાં બંધાઈ રહેવા કરતાં ભ્રમણ કરીને લોકોને જ્ઞાન લાભ કરાવવામાં વધુ રુચિ હતી. તેઓ તેમની સાથે બે સંતો શ્રી વિઠ્ઠલદાસજી અને શ્રી રામદાસજીને લઈને કચ્છનાં ગામડાંઓમાં લોકસંગ્રહ અર્થે નીકળી પડ્યા. પરંતુ પાછળથી વાંઢાયના દ્વારાની સ્થિતિ અંગેની મંજલવાસી સાધ્વી મૈયા તેમજ દ્વારાના સંતોનો સંદેશો આવતાં વાંઢાય પાછા ફર્યા અને આશ્રમની જવાબદારી સંપૂર્ણપણે ઉઠાવી લીધી.

સંત શ્રી ઓધવરામજી સાચા અર્થમાં એક નિઃસ્પૃહી સંત હતા. તેમને ધનનો લગીરે મોહ ન હતો. સેવકો તરફથી મળતું દાન પણ તેઓ સાધુઓની પંગત કરાવવામાં, તેમને દાન-દક્ષિણામાં કે પછી ગરીબોને ગુપ્ત રીતે મદદ કરવા જેવા સત્કાર્યોમાં ખર્ચી નાખતા અને તેમ છતાં ધન બચે તો યજ્ઞ કરાવતા. આવો એક મોટો યજ્ઞ તેઓશ્રીએ સં. ૧૯૯૦માં તે સમયે ૯૦ હજાર કોરીને ખર્ચે કરાવેલો. જેમાં દેશ-પરદેશથી આવેલા સાધુસંતો મોટી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા.

મહારાજશ્રીને ધર્મકાર્ય ઉપરાંત સમાજસેવા અને શિક્ષણમાં પણ ઊંડો રસ હતો. તેમણે અગાઉ 'સૂર્યા' ગુરુકુળ નિહાળ્યા બાદ એવું જ ગુરુકુળ કચ્છમાં સ્થાપવાની ઈચ્છા તેમના મનમાં ઘોળાયા કરતી હતી, જેમાં કચ્છના વિદ્યાર્થીઓને વૈદિક જ્ઞાનની સાથે સાથે વ્યાવહારિક જ્ઞાન પણ ભણાવવામાં આવે. સં. ૧૯૯૨ના અક્ષયતૃતીયાના શુભ દિને ગુરુકુળના ખાત-મુહૂર્તની સાથે મહારાજશ્રીનું આ સ્વપ્ન સાકાર થયું. તેઓશ્રીએ આ ગુરુકુળનું નામાભિધાન તેમના દાદાગુરુ શ્રી ઈશ્વરરામજીના નામ પરથી ''શ્રી ઈશ્વરરામજી ગુરુકુળ'' કર્યું અને એક વર્ષના ટૂંકા ગાળામાં જ એક ગુરુકુળના મકાનનું બાંધકામ પૂર્ણ થતાં સંવત ૧૯૯૩ની મહા મહિનાની વસંતપંચમીના શુભ દિને તે સમયના કચ્છના નાયબ દીવાન રા. રા. ચદુરામ પુરુષોત્તમ ભટ્ટના હાથે ઉદ્ઘાટન થયું અને કચ્છના નેત્રહીનો માટે શરૂ થયેલ ગુરુકુળમાં જ શરૂ કરવામાં આવેલ અંધશાળાનું ઉદ્ઘાટન પણ તે સમયે જ કચ્છના આરોગ્ય અધિકારી ડૉ. જાદવજી હંસરાજના હસ્તે કરવામાં આવ્યું, જે સમયમાં કચ્છમાં અંધત્વનું પ્રમાણ સવિશેષ હતું. પણ અંધજનો શિક્ષણ મેળવીને પગભર બની શકે એ કલ્પના પણ લોકો માટે દુષ્કર હતી. તે સમયમાં આ કરુણામૂર્તિ એ આવા લોકોના અંધકારભર્યા જીવનને પ્રકાશ પાથરવાનું જે બીડું ઝડપ્યું તે ખરેખર ક્રાંતિકારી વિચાર જ ગણી શકાય.

કુદરતના ખેલ તો જુઓ, મહારાજશ્રીના વ્યસની શિષ્ય જાનકીદાસના બહેકાવામાં આવીને હજૂર ફરમાનથી આ સંસ્થાનાં મકાનોને સીલ કરવા જેઓ આવવાના હતા, તેઓ જ (રાયના અમલદારો) વાજતેગાજતે આ મકાનોનું ઉદ્ઘાટન કરવા આવ્યા. જાણે આશ્રમને ''સીલ'' કરવાનો હુકમ આપી કરેલ અપરાધની મૂક ક્ષમાયાચના હતી. ગુરુકુળનાં મકાનોનું કામ પૂર્ણ થતાં મહારાજશ્રીના મુંબઈના સેવકો વરસી પડ્યા. એમણે ગુરુકુળમાં સેવકો માટે નિવાસગૃહ, પરિવારગૃહ, ભોજનશાળા, દવાખાનું, અતિથિગૃહ, વ્યાયામશાળા ઈત્યાદિ મકાનો તૈયાર કરાવ્યાં.

મહારાજશ્રીની કસોટી થવાની જાણે બાકી હોય એમ સંવત ૧૯૯૬ના કચ્છમાં કારમો દુષ્કાળ પડ્યો. મહારાજશ્રી મૂંગાં પશુઓ અને ગાયોની વહારે થયા. આ કપરા કાળમાંથી ઉગારી લેવા પશુઓ માટેની ઘાસચારાની વ્યવસ્થા અને ગરીબો માટે અનાજની વ્યવસ્થા માટે તેમણે દાનમાં મળેલું લગભગ બધું જ ધન લૂંટાવી દીધું. ગજાબહારનો ખર્ચ કરીને પણ તેમણે જરૂરિયાતમંદોને મદદ કરી. સંવત ૧૯૯૭માં તેઓશ્રી મંજલ આશ્રમમાં બે વર્ષ માટે પ્રભુભજન કરવા એકાંતવાસમાં ચાલ્યા ગયા. સંવત ૧૯૯૯ના માગસર માસની સુદ - ૪ની (તા. ૧૧-૧૨-૪૨)ના રોજ પોતાના એક ગુરુબંધુ સાધુ કેશવદાસને આશ્રમનો વહીવટ સોંપી દીધો. પણ ફાંટાબાજ કુદરત એમને ક્યાં છોડે એમ હતી. સાચા સાધુનું કર્તવ્ય હજુ નિભાવવાનું

બાકી હોય તેમ સંવત ૨૦૦૦માં સાધુ કેશવદાસ નિર્વાણ પામ્યા એટલે ગુરુકુળ આશ્રમનો સઘળો વહીવટ મહારાજશ્રીની કાંધ ઉપર આવી ગયો.

મહારાજશ્રી ઓધવરામજી કોઈ સામાન્ય સાધુ નહોતા, તેઓ તો ક્રાંતિકારી સંત હતા. પ્રવાહપતિત થાય એમાંના તેઓ નહોતા. તેઓ તો સામા પ્રવાહે તરનારા મહાપુરુષ હતા. તેમણે તે સમયના હરિજનોની સ્થિતિ જોઈ અને તેમનું હૃદય દ્રવિ ઊઠ્યું. તેઓશ્રી અસ્પૃશ્યતાને હિંદુ સનાતનધર્મનું કલંક માનતા હતા, અને તે દૂર કરવા તેમણે કમર કસી. સેવકોના વિરોધ વચ્ચે પણ તેમણે ગુરુકુળમાં જ હરિજન છાત્રાલય શરૂ કરવાનો નિર્ધાર કર્યો અને ધીરે ધીરે સેવકોએ પણ તેમના આ માનવતાવાદી વિચારને સ્વીકાર્યો અને સંવત ૨૦૦૨માં વાંઢાય ગુરુકુળમાં હરિજન છાત્રાલયની સ્થાપના થઈ. એ જ વર્ષે ચૈત્ર સુદ - ૯ ના શુભ દિને મંજલ (યક્ષ) મુકામે એક વિશાળ વણકર-હરિજન સંમેલન યોજાયું, જેમાં ખાસ ઉપસ્થિત રહેલા પૂ. રવિશંકર મહારાજે તેમના સાચા સંતપણાના ભારોભાર વખાણ કરી તેમને વંદન કર્યા. આ સંમેલનમાં તેમણે હરિજન કુટુંબો સાથે જ સમૂહભોજન લઈ માત્ર વચનથી નહિ પણ વર્તનથી પણ દાખલો બેસાડ્યો.

કડવા પાટીદારોને શુદ્ધ સનાતનધર્મ તરફ વાળવા મહારાજ શ્રી લાલરામજીએ જેહાદ જગાવી હતી. પોતાનું શરીર જે જ્ઞાતિનું હતું તે જ્ઞાતિ સાચા રાહ પર આવે એવી તેમની અંતરની ઈચ્છા હતી અને અંતસમયે તેમણે તેમના પ્રિય શિષ્ય મહારાજ શ્રી ઓધવરામજીને આદેશ પણ કર્યો હતો. ગુરુ મહારાજનું અધૂરું રહેલું કામ પરિપૂર્ણ કરવા તેઓ પાટીદારોનાં ગામડે ગામડે ફરીને સાચો સનાતનધર્મ શું છે તે ખૂબ જ સરળ છતાં હૃદય સોંસરવી ઊતરી જાય તેવી સચોટ વાણીમાં સમજાવતા અને તેનું ધીરે ધીરે પરિણામ આવવા લાગ્યું. સૌ પાટીદારો એક જ કુળદેવીની છત્રછાયા નીચે સંગઠિત થઈ શકે એ હેતુથી તેઓશ્રીએ સંવત ૨૦૦૦માં વાંઢાયમાં ઉમિયા માતાજીના મંદિરની સ્થાપના કરી અને સંવત ૨૦૦૩માં તે જ સ્થળે મા ઉમિયાની આખી મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરાવડાવી. તેમણે પીરાણાપંથ છોડીને સનાતનધર્મ તરફ વળવા લાગતા પાટીદારોને પોતાના ગામમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બાંધવાની પ્રેરણા આપી અને જ્યાં જ્યાં શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બંધાતાં અને તેની પ્રાણપ્રતિષ્ઠા થતી ત્યાં ત્યાં મહારાજશ્રી અચૂક પધરામણી કરતા. તેમણે પાટીદારોમાં કેળવણીનો વ્યાપ વધારવા કચ્છમાં અને સાબરકાંઠામાં વિદ્યાર્થી બોર્ડિંગ શરૂ કરવા મદદ કરેલી હતી.

મહારાજશ્રી જેટલા ધર્મપ્રેમી હતા તેટલા જ બલ્કે તેથી વધુ રાષ્ટ્રપ્રેમી પણ હતા. તેમના રોમેરોમમાં રાષ્ટ્રપ્રેમ છલકતો હતો તેના દર્શન મુન્દ્રા ખાતે યોજાયેલ આઝાદીની ચળવળના ભાગરૂપે જવાબદાર રાજ્યની માગણી સાથેના અધિવેશનમાં થયાં. જ્યાં તેમણે આ લડતમાં પોતાનું તેમજ પોતાના ગુરુકુળનું નામ નોંધાવ્યું હતું. તેમણે પોતાના આશ્રમમાં અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિને તો વેગ આપ્યો જ હતો પણ સાથે સાથે ખાદી ગ્રામોદ્યોગ, વર્ધાયોજનાની પ્રવૃત્તિઓ વગેરેને પણ સ્થાન આપ્યું હતું. તેઓશ્રી આધુનિક પદ્ધતિએ ખેતી કરવાના પણ હિમાયતી હતા. એ માટે તેમણે વાંઢાયમાં ઈશ્વરવાડી શરૂ કરી આધુનિક ખેતીના પ્રત્યક્ષ પ્રયોગો બતાવી આસપાસના ખેડૂતોને પ્રેરણા પૂરી પાડી હતી.

મહારાજશ્રી સંવત ૨૦૦૫માં મનની શાંતિ માટે પ્રભુભજન માટે હરિદ્વાર પધાર્યા અને ત્યાંથી તેમણે ઉત્તરભારતનાં તીર્થોનું તીર્થાટન કરી વાંઢાય દ્વારા પધાર્યા. ત્યારે વયોવૃદ્ધ ગુરુબંધુ શ્રી રામદાસજીનો અંતસમય નજીક જોતાં તેઓ તેમની સેવામાં લાગી ગયા. અને તેમનો દેહવિલય થતાં ભંડારો કર્યો. એ જ રીતે મંજલમાં મૈયાંજીની પણ અંતસમયે સેવાશુશ્રૂષા કરવાનો તેમને લાભ મળ્યો અને તેમણે મૈયાંજીને પણ પરધામ વળાવ્યાં બાદ તેમનો પણ ભંડારો કરી શાંતિથી હરિદ્વાર પધાર્યા. જ્યાં તેમણે સપ્તસરોવરને કાંઠે રમણીય સ્થળ પસંદ કરી એક આશ્રમની સ્થાપના કરી, જેમનું નામ પોતાના ગુરુના નામ પર ''કચ્છી લાલરામેશ્વર આશ્રમ'' રાખ્યું. આ આશ્રમની સ્થાપના પાછળનો તેમનો ઉદ્દેશ સાધુસંતો તેમજ ખાસ કરીને તીર્થાટને નીકળેલાં માદરે વતન કચ્છનાં લોકોને હરિદ્વારમાં રહેવા-ઊતરવાની સગવડ મળી રહે તે હતો. આમ દૂર રહે પણ તેમનાં હૈયામાં કચ્છ અને કચ્છીઓનું હિત વસેલું જોઈ શકાય છે.

મહારાજશ્રીએ જ્યાં પાટીદાર, મિસ્ત્રી, આહીર, હરિજન વગેરે જ્ઞાતિઓનાં કલ્યાણ માટે આંતરડું બાળીને કાર્ય કર્યું તેમ જે જ્ઞાતિના પિંડથી તેમનું શરીર બંધાયું હતું તે ભાનુશાળી, જ્ઞાતિ માટે તેમની છેલ્લી અવસ્થામાં ઘણું ઘણું કર્યું, તે ભાનુશાળી જ્ઞાતિની વાડી બાંધવાની પ્રેરણા આપી. એ જ રીતે સંવત ૧૯૯૧માં માંડવીમાં જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ પણ શરૂ કરાવી. ત્યાર પછી તેને પગલે પગલે નલિયા, ભુજ અને જામનગરમાં પણ જ્ઞાતિની બોર્ડિંગો શરૂ થઈ. ભાનુશાલી જ્ઞાતિને એક જ ધર્મછત્ર નીચે લાવી સંગઠિત રાખવાના ઉદ્દેશથી કુળદેવી શ્રી હિંગળાજ માતાનાં મંદિરો બાંધવાની પણ તેઓશ્રીએ પ્રેરણા આપી.

જીવનના અંતિમ દિવસોમાં મહારાજશ્રીની તબિયત ઘણી નાદુરસ્ત રહી. પોતાનો અંતસમય કળી જનાર પુરુષે કચ્છના તમામ સાધુસંતોનાં દર્શન કરવાના શુભ આશયથી એક ઉત્સવ કર્યો, જેમાં પધારેલા સૌ સાધુસંતોનાં ચરણસ્પર્શ કર્યા. તેમના અંતસમયે કચ્છનાં જુદા જુદા ગામોમાંથી મહારાજશ્રીના દર્શને આવેલા તેમના સેવકો અને ભક્તો ઉપસ્થિત હતા. સંવત ૨૦૧૩ના પોષ સુદ - ૧૨ (તા. ૧૩-૧-૫૭) રવિવાર ને મકરસંક્રાંતિના દિવસે રાત્રે ૮-૧૫ કલાકે મહારાજશ્રી ઓધવરામજીએ છેલ્લા શ્વાસ લઈ મોક્ષપ્રાપ્તિ કરી.

મહારાજશ્રીની અંતિમ ઈચ્છા અનુસાર મહારાજશ્રી ઈશ્વરરામજીની સમાધિ નજીક ઈશ્વરેશ્વર મહાદેવના મંદિરની ઉત્તર બાજુ બપોરના બાર વાગ્યે મહારાજશ્રીના સ્થૂળ દેહને હજારો અનુયાયીઓની હાજરીમાં સમાધિ આપવામાં આવી અને તેમના પટ્ટશિષ્ય સંતશ્રી દયાલદાસજી મહારાજે મહારાજશ્રીનો ભદ્રા ઉત્સવ કર્યો, જેમાં જુદી જુદી જ્ઞાતિના પચાસેક હજાર લોકોએ ભાગ લીધો હતો. તા. ૭-૪-૧૯૫૭ના રોજ મહારાજશ્રીની સમાધિ પર પાનમૂર્તિ તથા ચરણપાદુકા પધરાવવામાં આવી.

કચ્છના મહાન સંતનું જીવન અને કાર્ય આજે પણ અન્ય સાધુસંતો તેમજ સમાજસેવકો માટે દીવાદાંડી રૂપ બની રહ્યું છે. તેમણે પોતાના જીવનકાળ દરમ્યાન કરેલાં અનેકવિધ લોકકલ્યાણનાં કાર્યોને કચ્છ ક્યારેય ભૂલી શકે તેમ નથી. આ પ્રેરણામૂર્તિ પ. પૂ. તીર્થરૂપ સંતશ્રી ઓધવરામજી મહારાજને આપણાં કોટિ કોટિ વંદન.

સંતશ્રી ઓધવરામજી મહારાજે તેમના ગુરુ લાલરામજીને આપેલા વચન મુજબ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને સનાતન ધર્મના માર્ગ પર લાવવા જીવનપર્યન્ત અથાગ પુરુષાર્થ કર્યો.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના આદ્યસુધારક શ્રી નારણજી રામજી લિંબાણીએ ધર્મ જાગૃતિનો શંખ ફૂંકીને સૌને જાગ્રત કર્યા અને જ્ઞાતિમાં ધાર્મિક ક્ષેત્રે ક્રાંતિકારી પરિવર્તન આવ્યું. જે જ્ઞાતિજનો સમજ્યા તે જૂનો પીરાણા સતપંથ સંપ્રદાય છોડવા લાગ્યા અને સનાતનધર્મમાં જોડાવા લાગ્યા. પરંતુ તેમને પૂજન અર્ચન માટે ઈષ્ટદેવની જરૂરિયાત જણાઈ. સંતશ્રી ઓધવરામજી મહારાજ લોકોની લાગણી અને માંગણી સમજી ગયા અને તેમણે વિદ્વાનો અને સંતો સાથે પરામર્શ કરી ઈષ્ટદેવ તરીકે સનાતનધર્મના મૂળ સમા નારાયણ (લક્ષ્મીજી) સાથે સ્વીકારવાનો નિર્ધાર કર્યો અને ગામેગામ સતપંથ છોડીને સનાતનમાં આવેલા જ્ઞાતિજનોએ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બાંધવાના શરૂ કર્યા.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના પ્રમુખશ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણી અને મંત્રીશ્રી નથુભાઈ નાનજી કેશરાણી અને અન્ય આગેવાનો સાથે સંતશ્રી ઓધવરામજી મહારાજ સનાતનધર્મ જાગૃતિ માટે ગામે ગામ જતા અને સભાઓને સંબોધતાં આશ્રમની વ્યવસ્થાને કારણે તેમને વાંઢાય રોકાવાનું થતું ત્યારે તેમના પર શિષ્ય દયાલદાસજી મહારાજ સનાતનધર્મના પ્રચાર-પ્રસાર માટે આગેવાનો સાથે ભ્રમણ કરતાં.

ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરોની પ્રાણપ્રતિષ્ઠા પ્રસંગે આ બંને સંતોની ઉપસ્થિતિ અને જ્ઞાનપૂર્ણ પ્રવચનો જ્ઞાતિજનોને પ્રેરણા અને પ્રોત્સાહન પુરું પાડતાં. સંત શ્રી ઓધવરામજી મહારાજ એવું માનતા કે જેઓ હજુ સનાતન ધર્મમાં નથી આવ્યા તેમને તરછોડવાને બદલે પ્રેમથી સમજાવવા જોઈએ તો ધીરે ધીરે બધા જ સનાતન ધર્મ તરફ વળશે.

સાબરકાંઠાના ભાઈઓના વિચારોને મૂર્તસ્વરૂપ આપવા અને જ્ઞાતિને એક નેજા હેઠળ સંગઠિત રાખવા સંતશ્રી ઓધવરામજી મહારાજે ઉદ્ધવ આશ્રમ વાંઢાયમાં કુળદેવી શ્રી ઉમિયા માતાજી મંદિરનું નિર્માણ કરાવ્યું. જે સનાતનધર્મ જાગૃતિનું કેન્દ્રસ્થાન બન્યું.

સંતશ્રી ઓધવરામજી મહારાજ સ્પષ્ટપણે માનતા કે ધર્મ-જાગૃતિ માટે શિક્ષણ પણ અનિવાર્ય છે. એટલે તેમણે વાંઢાયમાં ગુરુકુળ શરૂ કરેલું. તેમની પ્રેરણાથી જ સાબરકાંઠામાં ધનસુરા ખાતે સનાતની સમાજે વિદ્યાર્થી છાત્રાલય ઈ.સ. ૧૯૫૪માં બાંધ્યું અને તેમના નામ સાથે જ આ વિદ્યાલયને જોડ્યું. તેમને એવી પણ આંતરિક ઈચ્છા હતી કે કચ્છમાં પણ વિદ્યાર્થી છાત્રાલયો બંધાય અને કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં શિક્ષણનો વ્યાપ વધે, તેમનું આ સપનું ઈ.સ. ૧૯૬૦માં સાકાર

થયું. જ્ઞાતિએ નખત્રાણામાં વિશાળ વિદ્યાર્થીભવનનું નિર્માણ કર્યું. પરંતુ તે જોવા તેઓ હયાત નહોતા. પરંતુ તેમની પ્રેરણા તેમના પટશિષ્ય સંત શ્રી વાલરામજી મહારાજના રૂપમાં જ્ઞાતિજનોને મળતી રહી. સંતશ્રી વાલરામજીએ મહારાજનું સનાતનધર્મ જાગૃતિનું કાર્ય આગળ ધપાવ્યું.

## વાત્સલ્ય મૂર્તિશ્રી વાલરામજી મહારાજ



કરુણા અને વાત્સલ્યની મૂર્તિ એવા આપણા લોકપૂજ્ય ગુરુદેવ બ્રહ્મલીન પરમપૂજ્ય સંતશ્રી વાલરામજી ગુરુ શ્રી ઓધવરામજી મહારાજ (પૂર્વાશ્રમનું નામ શ્રી વાલજીભાઈ) નો જન્મ તા. ૧૬-૪-૧૯૨૬ના કરાંચી શહેર (વર્તમાન પાકિસ્તાનનું કરાચી)માં થયો હતો. પૂજ્ય વાલરામજીના વડીલો મૂળ કચ્છ માતાના મઢવાળા કોટડાની બાજુના મુરચબાણ ગામના વતની હતા. પરંતુ આજીવિકા માટે કરાચીમાં વસ્યા હતા. પૂજ્ય વાલરામજીના પિતા ઠક્કર શ્રી ગાંગજીભાઈ રૂપારેલ તથા માતાજી ગોમામા સતત ઈશ્વરપરાયણ રહેતાં. જેથી પૂજ્ય વાલરામજીના જીવનમાં નાનપણથી જ જ્ઞાન-ભક્તિ અને વૈરાગ્યના સંસ્કારોનું સિંચન થયું હતું.

ભારત-પાકિસ્તાન ભાગલા થતાં આ પરિવારે મુંબઈ વસવાટ કર્યો, જેથી પૂજ્ય વાલરામજીનું શેષ શિક્ષણ મુંબઈમાં પૂર્ણ થયું. બી.એસસી. થયા પછી પૂજ્ય વાલરામજીએ અમદાવાદમાં ડી.એસ.પી. કચેરીમાં દેશસેવા કરી. પરંતુ ઈશ્વરપ્રાપ્તિની તીવ્ર ઝંખનાથી પ્રેરાઈ હિમાલયની ગોદમાં ગંગાના સુરમ્ય કિનારે સ્થિત શિવાનંદ આશ્રમમાં પધાર્યા. પૂજ્ય સ્વામી શિવાનંદજી સાથે સત્સંગ કર્યો. થોડાક દિવસ પંજાબ-સિંધ ક્ષેત્ર ઋષિકેશમાં મેનેજર પદે રહી સેવા કરી પરંતુ ઈશ્વર અનુભૂતિ માટે સાચા સદ્‌ગુરુની જીવનમાં પ્રાપ્તિ અત્યંત જરૂરી છે અને સમજી સદ્‌ગુરુની શોધમાં નીકળી પડ્યા.

શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમ સપ્તસરોવર હરિદ્વારની સ્થાપના કર્યા પછી પૂજ્ય ઓધવરામજી મહારાજને સતત ચિંતા રહેતી કે આ પવિત્ર આશ્રમની જવાબદારી કોને સોંપવી ? સત્ શિષ્યની શોધમાં એક દિવસ પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજની ભેટ સદ્‌ગુરુની શોધમાં નીકળેલા પૂજ્ય શ્રી વાલરામજી સાથે થઈ. બન્ને ગુરુ-શિષ્યની કામના પૂર્ણ થઈ. પૂજ્ય શ્રી ઓધવરામજી મહારાજે શ્રી વાલરામજી મહારાજને પવિત્ર રામનવમીના દિવસે સાધુદીક્ષા આપી શિષ્યપદે સ્થાપ્યા. પૂજ્યશ્રી ઓધવરામજી મહારાજે શ્રી કચ્છી લાલરામેશ્વર આશ્રમના સંરક્ષણ અને વહીવટી તંત્ર હેતુ ટ્રસ્ટની રચના કરી, આશ્રમનો ભાર પૂજ્યશ્રી વાલરામજી મહારાજને સોંપી કચ્છ પધાર્યા તથા તા. ૧૩-૧-૧૯૫૭ મકરસંક્રાંતિના શ્રી ઈશ્વર આશ્રમ, વાંઢાય તીર્થધામ - કચ્છ ખાતે બ્રહ્મલીન થયા.

પૂજ્યશ્રી ઓધવરામજી મહારાજના બ્રહ્મલીન થયા પછી પૂજ્યશ્રી વાલરામજી મહારાજે ત્યાગ, તપસ્યા અને ભજનના પ્રભાવથી શ્રી કચ્છી આશ્રમ, હરિદ્વારનો ખૂબ જ વિકાસ કર્યો. આશ્રમમાં નિવાસ કરતા સંતો, સાધકો, સેવકો અને હિમાલયની યાત્રાએ આવતા તીર્થયાત્રીઓ માટે વિશાળ અન્નક્ષેત્રની સ્થાપના કરી. સંસ્કૃતિની ધરોહર એવી સંસ્કૃત ભાષાના પ્રચાર અર્થે એક છાત્રાવાસનું નિર્માણ કર્યું. જેના ફળ રૂપે આજે અનેક સ્નાતકો આચાર્યપદની ઉપાધિથી સન્માનિત થઈ ઓસ્ટ્રેલિયા, નેપાલ આદિ દેશોમાં તથા આપણા દેશમાં ભારતીય સંસ્કૃતિનો પ્રચાર કરી રહ્યા છે. શાસ્ત્રોના અધ્યયન તથા ઉપાસના હેતુ એક પુસ્તકાલય તથા એક શિવ મંદિર અને શ્રી કૃષ્ણમંદિરની સ્થાપના કરી. ભારતીય સંસ્કૃતિનું અંગ એવી આદર્શ ગૌશાળાની સ્થાપના કરી. આવાસીય વ્યવસ્થા હેતુ સંતનિવાસ તથા અતિથિનિવાસ જેવા અદ્યતન વ્યવસ્થા ધરાવતાં વિશાળ ભવનો નિર્માણ કર્યાં.

પરમાર્થસાધન જ જીવનનું લક્ષ હોવું જોઈએ એવો નિશ્ચય કરી શ્રી કચ્છી આશ્રમની સંપૂર્ણ જવાબદારીઓ આશ્રમના ટ્રસ્ટીઓ તથા કારોબારી સમિતિ તથા સલાહકાર સમિતિને સોંપી ઈશ્વર આરાધના થઈ લોકસેવાનાં કાર્યો કરતા રહ્યા.

માદરે વતન કચ્છમાં ભીષણ દુષ્કાળથી પીડાતાં મૂંગા પ્રાણીઓની પીડાથી પ્રેરાઈ આપશ્રી કચ્છ પધાર્યા અને અનેક સ્થાનોમાં વાડા, ગૌશાળા અને પાંજરાપોળો બનાવવાની ભક્તોને પ્રેરણા આપી. આજે એ સંસ્થાઓ નિરંતર એ સેવાકાર્યને આગળ ધપાવી રહી છે.

માનવસમાજના ઉત્થાન હેતુ છાત્રાલયો, પાઠશાળાઓ, ઉચ્ચશિક્ષા હેતુ કોલેજો, કન્યાશિક્ષણ હેતુ કન્યાશાળાઓ અને કન્યાછાત્રાલયો તથા જાતપાતના ભેદભાવ ભૂલી સનાતન ધર્મસ્થાપના હેતુ શ્રી લક્ષ્મીનારાયણ, શિવમંદિર આદિ દેવાલયો નિર્માણ કરવાની સેવકોને પ્રેરણા આપી અને આપના કરકમળોથી ભૂમિપૂજન અને પ્રતિષ્ઠા આદિ મહોત્સવો સંપન્ન થયા. જીર્ણ થયેલાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરવાની સેવકોને પ્રેરણા કરી.

અનેક સમાજોને પ્રેરણા આપી સમાજવાડીઓનું નિર્માણ ભારતનાં એક સ્થાનોમાં કરાવ્યું. ભૂમિપૂજન તથા ઉદ્દઘાટન વિધિ સંપન્ન કરી તથા સંધ્યાપાઠ અને સત્સંગ આદિનાં આયોજનો અનેક વાર કરી સેવકોમાં આધ્યાત્મિક સંસ્કારોનું સિંચન કર્યું તથા સમાજમાં અંધશ્રદ્ધા, કુરિવાજો આદિ દૂર કરવા સમજાવ્યા.

રામરાજ્યની સ્થાપના સાકાર કરવા વાંઢાય તીર્થધામે શાસ્ત્રીય શિલ્પ પદ્ધતિથી વિશાળ શ્રી રામમંદિરની સ્થાપના કરી. ગુજરાતમાં એક આગવી શૈલીનું શ્રી રામમંદિર આ પ્રથમ છે, જેની કીર્તિનાં ગાન સાંભળી દૂર દૂરથી દર્શનાર્થીઓ આવી દર્શનનો લાભ લઈ રહ્યા છે.

શ્રી ગુરુભક્તિથી પ્રેરાઈ શ્રી ઈશ્વર આશ્રમ સેવાટ્રસ્ટની પ્રેરણા આપી, શ્રી ઈશ્વર આશ્રમનો જીર્ણોદ્ધાર કર્યો તથા અન્નક્ષેત્ર ટ્રસ્ટની સ્થાપના કરી, અન્નદાનનો મહિમા સેવકોને સમજાવ્યો. પાટીદાર સમાજની કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાનનો વિકાસ કરવા શ્રી ઈશ્વરરામજી અન્નક્ષેત્રની પ્રેરણા આપી, જે નિરંતર અન્નદાનની સરિતા પ્રવાહિત કરી રહ્યું છે.

શ્રી નારાયણ સરોવર તીર્થમાં આવતા સંતો તથા દર્શનાર્થીઓની સુવિધા હેતુ અન્નક્ષેત્ર અને ભોજનાલયની સ્થાપના કરી એક ટ્રસ્ટની રચના કરી, જે આજે પણ ગૌસેવા તથા અન્નદાન માટે શિરમોર રહ્યું છે.

અનાથાલયો, અંધપાઠશાળાઓ, કન્યા-કેળવણી સંસ્થાઓ, સંત-મહંતોનાં ધર્મસ્થાનો તથા તીર્થસ્થાનોની અવારનવાર મુલાકાત લઈ યોગ્ય માર્ગદર્શન આપતા રહ્યા. ઠેકઠેકાણે સમાજોનાં નિમંત્રણોને માન આપી પૂજ્ય ઓધવરામજી મહારાજની નિર્વાણતિથિ મહોત્સવનું આયોજન કરી ગુરુભક્તિનો પ્રચાર કર્યો તથા સનાતનધર્મનો પ્રચાર કર્યો.

કચ્છના વિકાસનું એક માત્ર કિરણ નર્મદાનાં નીર કચ્છમાં આવે એ ઝંખનાથી સમય સમય પર જલસંકટ-નિવારણ સમિતિને માર્ગદર્શન તથા આશીર્વચન આપતા રહેતા. સત્ય સંકલ્પ મહાપુરુષનો જરૂર પૂરો થશે, એવી આપણે આશા રાખીએ.

અંતે સમગ્ર રાષ્ટ્રના હિતચિંતક તથા જ્ઞાતિ, શિક્ષણ સંસ્થાઓ, સેવા-સંસ્થાઓની ચાહના મેળવનાર એવા ધર્મ, ભક્તિ અને જ્ઞાનના મૂર્તસ્વરૂપ, રાષ્ટ્રીય સંત ગુરુવર્ય પરમ-પૂજ્ય શ્રી વાલરામજી મહારાજ સંવત ૨૦૪૮ જેઠ વદ - ૧૧ ઈ.સ. ૧૯૯૩ તા. ૧૫ જૂનના સાંજે સાડા આઠ વાગ્યે વાંઢાય તીર્થધામ, કચ્છમાં પંચભૌતિક દેહનો ત્યાગ કરી બ્રહ્મપદમાં લીન થયા.

શિષ્યો, સંતો, સાધુઓ, સાધ્વીઓ તથા સૌ ભક્તો સાથે મળી પૂજ્ય વાલરામજીના શિષ્ય શ્રી હરિદાસજી મહારાજે પૂજ્ય વાલરામજીનાં શ્રીચરણોનું ગંગાજલ દ્વારા અભિષેકપૂજન કર્યું. તત્પશ્ચાત્ વર્તમાન વાંઢાય તીર્થસ્થાન, સાધનાકુટિરમાં સમાધિ મંદિરમાં પૂજ્ય મહારાજશ્રીના પાર્થિવ શરીરને શાસ્ત્રોક્ત વિધિથી સંતોની હાજરીમાં વેદપાઠ તથા જયઘોષ સાથે સમાધિ આપવામાં આવી.

સંવત ૨૦૪૮ અષાઢ સુદ - ૧૧ તા. ૩૦-૬-૧૯૯૩ના સંતો, ભક્તો તથા શિષ્યોએ ઉત્સાહપૂર્વક પૂજ્યશ્રી વાલરામજીનો ભદ્રા ઉત્સવ કર્યો. પૂજ્ય વાલરામજીના ઉત્તરાધિકારી રૂપે એમના શિષ્ય શ્રી હરિદાસજી મહારાજની વરણી કરી. પૂજ્યશ્રી કરશનદાસજી મહારાજે ચાદર ઓઢાડીને ચાદરવિધિ કરી.

વાત્સલ્યમૂર્તિ પ. પૂ. શ્રી વાલરામજી મહારાજે પ્રસરાવેલી જ્ઞાનભક્તિની સુવાસ આજે પણ સૌને પ્રેરણા આપતી રહી છે.

# ઈશ્વર આશ્રમ



બાવાશ્રી વિહારીસાહેબ અને શ્રી ઈશ્વરરામજી મહારાજ જેવા સિદ્ધ પુરુષોનું સાધનાસ્થાન તો મૂળ જૂનો દ્વારો હતો કે જ્યાં હાલે ઉમિયા માતાજી મંદિર પરિસર છે. પરંતુ પાછળથી તેમની શિષ્યપરંપરાના સંતો મહારાજશ્રી લાલરામજી અને પ.પૂ. ઓધવરામજીએ આ સ્થાનની પશ્ચિમે ઈશ્વરસાગર સરોવરના તીરે આશ્રમની સ્થાપના કરી અને વિકાસ કર્યો અને તેમનું નામ પણ બ્રહ્મનિષ્ઠ સંત અને ગુરુની સ્મૃતિમાં ઈશ્વર આશ્રમ આપ્યું અને બ્રહ્મલીન મહારાજ શ્રી ઓધવરામજીએ તેમના જીવનકાળમાં ગુરુકુળ, ખેતીશાળા, અંધશાળા જેવી સંસ્થાઓ ચલાવી તે પણ આ ઈશ્વર આશ્રમના આસપાસ નાનાંમોટાં મકાનોમાં જ હતી અને આજે પણ મકાન ઊભાં છે, જેમાં કેટલાંક મકાનોમાં ઈશ્વરભાવના જીવનપ્રજ્ઞા વિદ્યાલય ચાલે છે.

ઈશ્વર આશ્રમમાં સૌપ્રથમ શિવમંદિરની સ્થાપના વિ.સં. ૧૯૫૩માં કરવામાં આવી અને એ જ સ્થાનમાં બ્રહ્મલીન મહારાજશ્રી લાલરામજી અને મહારાજશ્રી ઓધવરામજીના સમાધિ સ્થાન અને સંતોની ચાખડીઓ (પગલાં) છે.

ઈ.સ. ૧૯૮૯-૯૦માં આ સમાધિસ્થાનનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો, એટલું જ નહિ પણ શિવમંદિરની સાથે ઉમિયા માતાજી અને હિંગળાજ માતાજીનાં મંદિરોનાં નિર્માણ કરવામાં આવ્યાં.

આજે ઈશ્વર આશ્રમમાં બંધાયેલાં ભવનોને નિહાળનારને એવો ખ્યાલ પણ ન આવે કે આ અદ્યતન સુવિધાયુક્ત આ ભવ્ય ઈમારતો જ્યાં ઊભી છે ત્યાં એક સમયે જૂનાં-પુરાણાં મકાનો હશે. આ બાંધકામ છેલ્લા એક દાયકામાં જ થયું છે અને ગુરુ પરંપરાના સંતોની સ્મૃતિમાં ભવનોનાં નામ પણ તેમના નામ પરથી લાલરામ ભવન, ઓધવરામ ભવન, દયારામ ભવન અને શાંતિરામ ભવન રાખવામાં આવ્યાં છે.

આશ્રમમાં યાત્રાળુ અને સાધુસંતો માટે કાયમી અન્નક્ષેત્ર ચલાવવામાં આવે છે અને યાત્રાળુઓને ઊતરવા આવાસની સુંદર સુવિધા છે. આશ્રમના ગૌરવને છાજે એ રીતે સત્સંગ ભજન થાય છે, ઉત્સવો ઉજવાય છે. સમય સમય પર કથા પારાયણના કાર્યક્રમો પણ યોજાતા રહે છે. વર્ષે દહાડે લાખો યાત્રાળુઓ આ આશ્રમના દર્શને આવે છે.

ઈશ્વર આશ્રમની પાછળની તરફ એક વિશાળ સરોવર છે, એમ કહો કે ઈશ્વર આશ્રમ જ એક પવિત્ર સરોવરને કિનારે જ આવેલો છે. આ સરોવર એક સદી પૂર્વે વિ.સં. ૧૯૪૮માં ખોદાયું છે અને તેમ જ તે વિદ્યમાન બ્રહ્મવેત્તા સંત શ્રી ઈશ્વર રામજી મહારાજની સ્મૃતિમાં તે સરોવરનું નામ ''ઈશ્વરસાગર'' રખાયું છે.

આ સરોવરને તીરે એક રામેશ્વર મહાદેવનું મંદિર પણ આવેલું છે, જેને રથમંદિર પણ કહે છે. અહીં એકાંતમાં સાધના માટે નાની-નાની નવ કુટિરો પણ બંધાયેલી છે જેના ''નવધા ભક્તિ-કુટિર''ના નામે ઓળખવામાં આવે છે.

ઈશ્વર આશ્રમનો પાછળનો દરવાજો આ સરોવર તરફ ખુલે છે એ રીતે ઈશ્વર આશ્રમ, રામેશ્વર મંદિર, સાધના કુટિર અને રામમંદિર એકબીજાં સાથે સંકળાયેલાં છે અને એક પવિત્ર તીર્થ પરિસર બની રહ્યું છે.

વાંઢાયની એ પાવન ધરા પર જ્યાં વર્ષો લગી સંતોએ તપશ્ચર્યા કરી હોય અને વિચરણ કર્યું હોય એ ધરાની ધૂળ પણ ધન્ય બની છે. આ ભૂમિની માટીમાં જ્ઞાન અને ભક્તિની મહેક છે અને આ ધૂળને માથે ચડાવનારા યાત્રિકો પણ ધન્ય બની જાય છે.

## રામમંદિર

શ્રી ઉમિયા માતાજી મંદિર, ઈશ્વર આશ્રમની જેમ જ શ્રી રામ મંદિર પણ દર્શનીય સ્થાન છે. ''ઈશ્વરસાગર'' સરોવર અને સાધનાકુટિરની પાસે જ પાંચ વર્ષ પહેલાં નિર્માણ કરાયેલું ભવ્ય રામ મંદિર યાત્રાળુઓ માટે આકર્ષણનું કેન્દ્ર છે. પ. પૂ. મહારાજ શ્રી વાલરામજીની પ્રેરણાથી, દાતાઓના યોગદાનથી નિર્માણ પામેલું આ મંદિર ખાસ મંગાવેલા પથ્થરોને કંડારીને તેના દ્વારા બંધાયું છે અને પ્રાચીન અને અર્વાચીન સ્થાપત્ય-કળાનો શુભગ સમન્વય થયો છે.

શિલ્પ અને સ્થાપત્યકલાના ઉત્તમ નમૂના સમા આ મંદિરમાં રામ, લક્ષ્મણ અને જાનકીની મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા તા. ૧૨-૩-૧૯૯૩, ફાગણ સુદ - ૫ ને રંગપંચમીના શુભ દિને કરવામાં આવી હતી. મંદિરના પ્રવેશદ્વારથી માંડીને સમગ્ર મંદિરની આંતર-બાહ્ય રચના મનોહર છે. કચ્છમાં કદાચ આ ઢબે બંધાયેલું આ એક જ રામમંદિર હશે.

## સાધનાકુટિર

ઈશ્વરસાગર સરોવરને તીરે અને રામમંદિરની બાજુમાં આવેલી સાધનાકુટિરમાં હાલે પ. પૂ. મહારાજ શ્રી વાલરામજીનું સમાધિસ્થાન છે. આ કુટિરનું નિર્માણ પણ મહારાજ શ્રી વાલદાસજીએ કરાવ્યું હતું અને તેઓ શ્રી હરિદ્વારથી કચ્છ પધારતા ત્યારે આ સ્થાનમાં વિરાજતા અને સાધના કરતા. પ. પૂ. મહારાજ શ્રી વાલરામજી બ્રહ્મલીન થયા અને તા. ૧૭-૬-૧૯૯૩ના દિને આ પાવન સ્થાનમાં તેઓશ્રીને સમાધિ આપવામાં આવી.

મહારાજ શ્રી વાલરામજી પછી તેમના સ્થાને જેમની ચદરવિધિ કરવામાં આવી, એ મહારાજ શ્રી હરિદાસજી આ સ્થાનની વ્યવસ્થા સંભાળે છે અને સાથે સાથે હરિદ્વારમાં ચાલતા કચ્છ લાલરામેશ્વર આશ્રમની વ્યવસ્થા સુચારુરૂપે સંભાળે છે. આ બન્ને સ્થાને સેંકડો યાત્રાળુઓ દર્શને આવે છે. હરિદ્વારની યાત્રાએ જનાર તીર્થયાત્રીઓ માટે કચ્છી લાલરામેશ્વર આશ્રમ આશીર્વાદ સ્વરૂપ છે.

## ઈશ્વરભાવના જીવનપ્રજ્ઞા વિદ્યાલય

વિશ્વમાં સ્વાધ્યાયનો મંત્ર ગુંજતો કરનાર અને મનુષ્યને કેન્દ્રમાં રાખી ભક્તિની બેઠક પર અનેક સફળ પ્રયોગ કરનાર પૂ. પાંડુરંગ શાસ્ત્રી (દાદા) એ પણ વાંઢાયને પોતાની પ્રયોગભૂમિ બનાવી છે. સરકાર દ્વારા ચાલતી ખેતી-શાળાઓનાં મકાનો અને જમીન મેળવીને ઈ.સ. ૧૯૬૮માં તેમાં શિક્ષણનો એક નવતર પ્રયોગ શરૂ કર્યો છે. ઈશ્વરભાવના જીવનપ્રજ્ઞા વિદ્યાલય નામની આ શિક્ષણસંસ્થામાં ઋષિઓએ ચીંધેલી પદ્ધતિએ આધુનિક સંદર્ભ સાથે શિક્ષણ અપાય છે. અહીં પ્રમાણપત્રલક્ષી કે પરીક્ષાલક્ષી શિક્ષણ નથી. અહીં તો જીવનલક્ષી Life oriented education અપાય છે. અહીં જીવનમાં અને વ્યવહારમાં ઉપયોગી એવા વિષયોની સાથે સાથે સંસ્કાર અને સદ્‌ગુણોનું સિંચન થાય એવા વિષયોનું જ્ઞાન અપાય છે. વિદ્યાર્થીશ્રમની ઉપેક્ષા ન કરે અને પગભર બની શકે એ હેતુથી ગૃહઉદ્યોગની તાલીમની વ્યવસ્થા પણ છે. કુલ્લે સાત વર્ષના અભ્યાસક્રમમાંથી ત્રણ વર્ષનો અભ્યાસ જીવનપ્રજ્ઞા વિદ્યાલય, વાંઢાય ખાતે કરાવવામાં આવે છે.

હાલે અહીં કચ્છ અને ગુજરાતના વિદ્યાર્થીઓ પણ જીવનોપયોગી શિક્ષણ મેળવી રહ્યા છે. સંસ્થામાં યોગેશ્વરનું મંદિર છે. પૂ. પાંડુરંગ શાસ્ત્રીજી અવારનવાર વાંઢાય પધારે છે અને તેમનાં પ્રવચનો પણ યોજાય છે.

અગાઉ જ્યાં સદનવાડી હતી તે સ્થાન પણ આ સંસ્થા પાસે છે અને આ વાડીમાં સંસ્થામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને કૃષિવિષયક પ્રાયોગિક તાલીમ પણ શિક્ષણની સાથે સાથે અપાય છે. જ્ઞાનવિસ્તારક સંઘ સંચાલિત ''ઈશ્વરભાવના જીવનપ્રજ્ઞા વિદ્યાલય'' ઈશ્વર આશ્રમની બાજુમાં જ આવેલું છે.

# સમાજસેવાની સુંગધ પ્રસરાવતાં ઉમિયામંદિરો

મંદિરોમાં વહેતા દાનના પ્રવાહને માનવસેવા ભણી વાળવામાં આવે તો સામાજિક ચેતના અને વિકાસનાં ઉત્તમ કેન્દ્રો બની શકે.

મંદિરો માત્ર પૂજા-પાઠ આદિ ધાર્મિક પરંપરામાં સ્થગિત ન થઈ જાય અને વર્તમાન જનસમાજની સમસ્યાઓ અને આકાંક્ષાઓને લક્ષમાં લઈ ધર્મની સાથે નવો અભિગમ અપનાવી માનવસેવા અને સામાજિક વિકાસની નવી કેડી કંડારતાં થાય એ આજના સમયની તાતી આવશ્યકતા છે.

### ઉમિયામંદિર - ઊંઝા

પ્રથમ શ્રી ઉમિયામાતાજી સંસ્થાન - ઊંઝાના મંદિરની પ્રવૃત્તિઓ તરફ દ્રષ્ટિપાત કરીએ. આ મંદિર પણ તેના સ્થાપના કાળથી ઈ.સ. ૧૯૭૫ સુધી આરતી - પૂજા - હોમહવન, સદાવ્રત આદિ પરંપરાગત ધાર્મિક પ્રવૃત્તિઓમાં જ પોતાના કર્તવ્યની ઈતિશ્રી માનતું આવ્યું હતું, પરંતુ આજે ? આ મંદિરમાં આજે પણ આરતી - પૂજા આદિની ધાર્મિક પરંપરા તો ચાલુ જ છે, પરંતુ આ મંદિરે છેલ્લાં ત્રીસ વર્ષથી પોતાના મૂળ અભિગમમાં ફેરફાર કરીને, કહો કે ધર્મની વ્યાખ્યાને વિસ્તૃત બનાવીને ધાર્મિક પૂજાપાઠ આદિની પ્રવૃત્તિઓની સાથે સાથે ધર્મના માધ્યમ દ્વારા સમાજસેવા અને સમાજોત્કર્ષનો જે નૂતન અભિગમ અપનાવ્યો અને તેના પગલે તે જે અનેકવિધ પ્રવૃત્તિઓ કરી રહ્યું છે, તે જોતાં તેના માટે મંદિરો વિશેનું ઉપર્યુક્ત વિધાન બેશક કરી શકાય એમ નથી.

શ્રી ઉમિયામંદિર એટલે કે શ્રી ઉમિયામાતાજી સંસ્થાન ઊંઝા પ્રતિ વર્ષ લગભગ ૬૦ લાખ રૂપિયા જેટલી માતબર રકમ સમાજની, ગુજરાતની ૩૫૦૦ જેટલી નિઃસહાય વિધવા બહેનોને ઘેર બેઠાં પહોંચાડે છે. આ મંદિરે પાટીદાર સમાજની આવી વિધવા બહેનોને માસિક પેન્શન યોજના હેઠળ આજ સુધીમાં લગભગ ચાર કરોડ રૂપિયાની સહાય કરી છે. આ માનવસેવાનું ઉમદા કાર્ય નથી, તો બીજું શું છે ? વળી, આ મંદિર વિધવા-ત્યક્તા બહેનોનાં ૨૦૦ જેટલાં બાળકોને પણ વિદ્યાભ્યાસ માટે વર્ષે-દહાડે લગભગ ત્રણ લાખ રૂપિયાની આર્થિક સહાય પણ આપે છે, વિકલાંગ ભાઈઓને ટ્રાઈસિકલોનું વિતરણ કરે છે તેમજ તેમના માટે જીવનસાથી પસંદગીમેળાનું અને લગ્નનું નિઃશુલ્ક આયોજન પણ કરે છે. આટલું જ નહીં, શિક્ષણ અને સમાજનાં વિકાસ કાર્યોની પ્રવૃત્તિઓ પણ મંદિર કરે છે. ઉચ્ચશિક્ષણ સહાયકનિધિ યોજના હેઠળ મેડિકલ, એન્જિનીયરિંગ, ફાર્મસી, એમ.બી.એ. જેવા ઉચ્ચ ડિગ્રી અભ્યાસક્રમોમાં ભણવા જતા જરૂરિયાતમંદ વિદ્યાર્થીઓને દર વર્ષે કુલ લગભગ ૯૦ લાખથી ૧ કરોડ રૂપિયાની સહાય વગર વ્યાજની લોન રૂપે કરે છે. વળી, ગુજરાતમાં કે ગુજરાત બહાર પાટીદાર સમાજ દ્વારા બાંધવામાં આવતાં કન્યા છાત્રાલયો કે કુમાર છાત્રાલયોને તેના નિર્માણખર્ચના ૨૫ ટકા અથવા વધુમાં વધુ પાંચ લાખ રૂપિયા આર્થિક સહાય પણ મંદિર આપે છે તેમજ પાંચ વર્ષે સમાજના તેજસ્વી વિદ્યાર્થીઓને શ્રી ઉમિયાચંદ્રકો એનાયત કરે છે. પરંતુ આ સંસ્થાનું શૈક્ષણિક ક્ષેત્રે એક વિશિષ્ટ કદમ તે તેણે અમદાવાદમાં શ્રી ઉમિયા કેમ્પસ ખાતે શરૂ કરેલું શ્રી ઉમિયા આઈ.એ.એસ. ટ્રેનિંગ સેન્ટર છે. જ્યાં આજના સ્પર્ધાના યુગની માંગને અનુસરીને જી.પી.એસ.સી., યુ.પી.એસ.સી. અને અન્ય વિવિધ કક્ષાની નોકરીઓ માટેની સ્પર્ધાત્મક પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓને તાલીમ અપાય છે.



ઉમિયામંદિર, ઊંઝા

એક સમયે પાટીદાર સમાજ લગ્નોના ખોટા ખર્ચા અને આડંબરમાં ગ્રસ્ત હતો, અને ગુજરાતમાં કોઈ સ્થળે સમૂહલગ્નની કલ્પના પણ કરી શકાતી ન હતી, ત્યારે શ્રી ઉમિયા માતાજી સંસ્થાને, ધરતી વિકાસ મંડળ, અમદાવાદના સહયોગમાં સૌપ્રથમ સમૂહલગ્નોત્સવ ઈ.સ. ૧૯૭૯માં માતાજીના મંદિરના પરિસરમાં યોજ્યો હતો. આજ મંદિર રાજ્યભરમાં કડવા પાટીદાર સમાજ દ્વારા યોજાતી ગૃહિણી તાલીમ, શિબિરોને, આરોગ્ય, નિદાન કેમ્પોને, તેમજ ખેડૂતોને આકસ્મિક અવસાનના સંજોગોમાં પણ આર્થિક સહાય આપે છે. ઉપરાંત રાજ્યમાં કે રાજ્ય બહાર થતી કુદરતી હોનારતોમાં આપદગ્રસ્તોને પણ સહાય કરવા હંમેશાં તત્પર રહે છે. વળી,

મા ઉમિયા પ્રત્યે ભક્તિભાવ વધે, પાટીદાર સમાજ એકસૂત્રે જોડાય તેમજ લોકોના દાનનો પ્રવાહ સમાજનાં વિકાસકાર્યો માટે વહેતો થાય એવા ઉદ્દેશ સાથે આ સંસ્થાન દ્વારા શ્રી ઉમિયા પરિવાર ઉત્કર્ષનિધિ જ્યોતિરથનું આયોજન કરવામાં આવ્યું. માતાજીના જ્યોતિરથે ગુજરાતનાં ૩૫૦૦ ગામોમાં ઉત્સાહ-ઉમંગ અને અસાધારણ ભક્તિ-ભાવભર્યા માહોલમાં નિર્વિઘ્ને પરિભ્રમણ કર્યું.

### ઉમિયામંદિર - સિદસર

સૌરાષ્ટ્રના સિદસર (જિ. જામનગર) ના શ્રી ઉમિયા મંદિર છેલ્લા એક - દોઢ દાયકા દરમિયાન આ નૂતન અભિગમ અપનાવીને સમગ્ર સૌરાષ્ટ્રના કડવા પાટીદાર સમાજના સર્વાંગી વિકાસની વિવિધ પ્રવૃત્તિઓ કરનારું એક શક્તિશાળી કેન્દ્ર બની રહ્યું છે.


ઉમિયામંદિર - સિદસર

આ મંદિરટ્રસ્ટે પણ સામાજિક વિકાસનાં, શિક્ષણના અને જળસંચયના કામો હાથ ધરવાના ઉદ્દેશ સાથે શ્રી ઉમિયા માતાજી સમૃદ્ધિ યોજના અમલમાં મૂકી.

આ કામો પાર પાડવા માટે પાંચ વર્ષમાં રૂ. ૫૧ કરોડનું ભંડોળ એકત્ર કરવાનો લક્ષ્યાંક નક્કી કર્યો અને તે માટે તેમણે શ્રી ઉમિયા સમૃદ્ધિ રથયાત્રાનું આયોજન કર્યું.

આ રથયાત્રાએ સૌરાષ્ટ્રનાં ૭૦૦ ઉપરાંત ગામોમાં પરિભ્રમણ કર્યું, જેનાથી સમાજમાં ભક્તિ-ભાવનાનો અભૂતપૂર્વ માહોલ સર્જાયો, તે સાથે અપેક્ષિત રૂ. ૫૧ કરોડના કુલ લક્ષ્યાંકની સામે કુલ રૂ. ૫૫ કરોડનું ભંડોળ એકત્ર થયું.

આ સંચિત ભંડોળ દ્વારા ૧૦ ગામોમાં પ્રાથમિક - માધ્યમિક શૈક્ષણિક સંકુલો બાંધવાના નિયત લક્ષ્યાંકની સામે ૧૬ ગામોમાં નવા શૈક્ષણિક સંકુલોનું નિર્માણ થઈ ચૂક્યું છે. તેમજ બીજાં આઠ ગામોના શૈક્ષણિક સંકુલનું નવીનીકરણ - વિસ્તૃતિકરણ થયું.

એક દાયકા અગાઉ સૌરાષ્ટ્રમાં માત્ર સાત-આઠ છાત્રાલયો જ હતાં. ટ્રસ્ટે દરેક નવા છાત્રાલયના નિર્માણના ૧૦ ટકા અથવા વધુમાં વધુ ૧૦ લાખ રૂપિયા આર્થિક સહાય આપવાની યોજના અમલમાં મૂકી, જેના પરિણામે સૌરાષ્ટ્રમાં બીજાં ૨૨ છાત્રાલયોનું નિર્માણ થયું. આના લીધે પાટીદાર સમાજ દ્વારા વધુ ૬૦૦૦ વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને નિવાસ સુવિધા આપી શકાઈ.

ઉપરાંત સમાજના ગરીબ, જરૂરિયાતમંદ વિદ્યાર્થીઓ દરેકને રૂ. ૫૦૦૦ ઉમા સ્કોલરશિપ આપવાની યોજના અન્વયે વર્ષ ૨૦૦૮માં ૧૨ હજારથી વધુ વિદ્યાર્થીઓને કુલ રૂ. ૬૨ લાખની સ્કોલરશિપ આર્થિક સહાયરૂપે આપવામાં આવી હતી.

આ ટ્રસ્ટ દ્વારા સમાજની ગરીબ, બીમાર વ્યક્તિને ડોક્ટરના પ્રમાણપત્રના આધારે રૂ. ૫૦૦૦ તબીબી સહાય પણ આપવામાં આવે છે.

આ સિદસર મંદિરમાં કાયમી સાદા લગ્નયોજના અન્વયે દર વર્ષે ૨૫૦ થી ૩૦૦ લગ્નો થાય છે, જેનો ખર્ચ સંસ્થા ઉપાડે છે, તેમજ અખાત્રીજ અને વસંતપંચમીએ યોજાતાં સમૂહલગ્નોમાં મંદિર એક કન્યાને રૂ. ૧૦૦૦ ભેટ આપે છે.

મંદિરટ્રસ્ટ દ્વારા સૌરાષ્ટ્રમાં જળસંચયના ૨૦૦ કામો સંપન્ન થયાં છે, એ પણ નાનીસૂની ઉપલબ્ધિ ન ગણાય.

### ઉમિયામંદિર - સુરત

સુરતના અતિ ભવ્ય ''શ્રી ઉમિયાધામ'' મંદિરનો પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ ઈ.સ. ૧૯૯૯માં થયો, ત્યારથી આ મંદિર દક્ષિણ ગુજરાતમાં કડવા પાટીદાર સમાજનું કેન્દ્ર બન્યું છે.


ઉમિયામંદિર - સુરત

આ મંદિર પણ વિશાળ અતિથિગૃહ અને ભોજનાલયની સુવિધા ધરાવે છે. તે સાથે યુવાધનને પ્રેરણા આપતા કાર્યક્રમો યોજે છે. સંસ્થાનું ઉમા મહિલામંડળ ગૃહિણી તાલીમ શિબિરો યોજે છે. મંદિરમાં માત્ર ટોકન રકમ લઈ પાટીદાર યુગલનાં લગ્ન કરાવી આપવામાં આવે છે.

આ મંદિરની એક અતિ પ્રશંસ્ય કામગીરી એ રહી છે કે, ગુજરાતમાં કુદરતી આફતો કે હોનારતોના સમયમાં તે અસરગ્રસ્તોને સહાય કરવા તત્પર રહે છે.

### ઉમિયામંદિર - ગાંઠીલા

ગાંઠીલા (જિ. જૂનાગઢ)ના ઓઝત નદીના તટે આવેલા નવનિર્મિત શ્રી ઉમિયા મંદિરનો પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ હજુ ગયા એપ્રિલ, ૨૦૦૮માં સંપન્ન થયો. એટલે એની પ્રવૃત્તિઓ વિશે હાલ લખવાનું ઉચિત ન ગણાય.




પરંતુ આ ટ્રસ્ટે પણ એ ત્રણ દિવસના મહોત્સવ દરમિયાન સંતસંમેલનની સાથે સામાજિક સંમેલન, મહિલાસંમેલન અને યુવાસંમેલનો યોજ્યાં, તે સાથે મેગાટ્રેડ ફેર (વ્યાપાર-ઉદ્યોગ મેળો), કૃષિમેળો, વિજ્ઞાનપ્રદર્શન મેળો, આરોગ્ય મેળો, પુસ્તકમેળો વગેરેનું પણ આયોજન કર્યું, એ શું સૂચવે છે ?

વળી, આ મહોત્સવ દરમિયાન મુખ્યમંત્રી શ્રી નરેન્દ્ર મોદી સમક્ષ ભ્રૂણહત્યા નહીં કરવાનાં સવા લાખ સંકલ્પપત્રો અને ગુટકા, મસાલા, બીડી, તમાકુ, દારૂ, ડ્રગ્સથી વ્યસન મુક્તિના એક લાખ સંકલ્પપત્રો રજૂ કરવામાં આવ્યાં.

આ મંચ પરથી રાજકોટ નજીક ૩૦૦ વીઘા જમીન ઉપર કરોડો રૂપિયાના ખર્ચે તમામ પ્રકારના ટેક્નોલોજિકલ ડિગ્રી કોર્સ સહિતનો વિરાટ ઉમા શિક્ષણતીર્થની સ્થાપના કરવાનો ઠરાવ ઊંઝા ઉમિયામંદિરના પ્રમુખ શ્રી કેશવલાલ વી. પટેલ દ્વારા રજૂ કરવામાં આવ્યો, જેને સર્વે આગેવાનો અને વિશાળ જનમેદનીએ વધાવી લીધો.

આ બધું મંદિરના આશ્રયે થયું, એ સૂચવે છે કે ગાંઠીલા મંદિર પણ પરંપરાગત ધાર્મિક પ્રવૃત્તિઓની સાથે સમાજ માટે વિકાસોન્મુખ અભિગમ ધરાવવા સજ્જ છે.

### મધ્યપ્રદેશમાં ઉમિયા મંદિર

મધ્યપ્રદેશના પાટીદારો ઘણાં વર્ષોથી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝાના કાર્યકર્તાઓ સાથે સંપર્કમાં હતા. શ્રી ઉમિયા માતાજી સંસ્થાનના આશ્રયે થતી પ્રવૃત્તિઓ જોઈ તેમને પણ આ પેટર્નથી પોતાના સમાજમાં સામાજિક, શૈક્ષણિક ક્રાંતિ કરવાની પ્રેરણા થઈ.

ઊંઝાના અગ્રણીઓએ તેમને શિક્ષણ, સમૂહલગ્નો, વ્યસનમુક્તિ અને મુક્તિભોજ (બારમા) નિષેધ એ ચાર બાબતો પર ધ્યાન કેન્દ્રિત કરવાનો અનુરોધ કર્યો.

મધ્યપ્રદેશમાં સમૂહલગ્નોની શરૂઆત થઈ. સાઝાપુરમાં એક જ સમૂહલગ્ન પ્રસંગે ૪૩૦ વરઘોડિયાનાં લગ્ન થયાં, તેમાં રૂ. ૩૧ લાખની બચત થઈ, જેનાથી સાઝાપુરમાં છાત્રાલયનું નિર્માણ થયું.

પછી તો મધ્યપ્રદેશમાં રાઉ-રંગવાસા, ઈન્દોર, ઉજ્જૈન વગેરે અનેક શહેરો અને ગામોમાં સમૂહલગ્નો થઈ રહ્યાં છે, જેમાંથી થયેલી બચતથી ઘણાં છાત્રાલયો અને વિદ્યાલયોનું નિર્માણ શક્ય બન્યું છે.

મધ્યપ્રદેશમાં શ્રી ઉમિયા માતાજીનું પ્રથમ મંદિર કરોંદિયામાં બંધાયું, એ પછી બીજું ભવ્ય મંદિર ઈન્દોર નજીક રાઉ-રંગવાસામાં નિર્માણ પામ્યું. તે સાથે ત્યાં કન્યાછાત્રાલય અને વિદ્યાલય પણ બંધાયાં. શ્રી ઉમિયા માતાજી સંસ્થાને મધ્યપ્રદેશમાં દરેકને છાત્રાલય બાંધવા માટે રૂ. પાંચ લાખનું દાન કરેલ છે.

પાટીદાર સમાજમાં સામાજિક, શૈક્ષણિક વિકાસનો ઉદ્દેશ પાર પાડવાના હેતુથી શ્રી ઉમિયા માતાજીનો જ્યોતિરથ ઊંઝાથી લઈ જઈ, તેનું મધ્યપ્રદેશનાં ૭૨૦ ગામોમાં પરિભ્રમણ કર્યું. તેનાથી સાડા ત્રણ કરોડ રૂપિયા ઉપરાંતનું ભંડોળ એકત્ર થયું.

આ રકમથી ઈન્દોરમાં રૂ. ૧.૨૫ કરોડના ખર્ચે નવ એકર જમીન ખરીદવામાં આવી, જ્યાં વિશાળ શિક્ષણસંકુલ બનાવવાનું આયોજન છે, તે સાથે ૧૦૦૦ વિદ્યાર્થીઓને નિવાસની સુવિધા આપી શકાય એવું છાત્રાલય તૈયાર થઈ રહ્યું છે.

આ દાનના ભંડોળમાંથી કરોંદિયા નજીક મહેશ્વર મુકામે પણ કોલેજ શરૂ કરવામાં આવી છે, તે સાથે ત્યાં તૈયાર થયેલા છાત્રાલયમાં ૭૦૦ કન્યાઓ રહી અભ્યાસ કરે છે.

### ઉત્તરપ્રદેશમાં ઉમિયામંદિર

મધ્યપ્રદેશમાં ચાલતી સામાજિક, શૈક્ષણિક વિકાસની પ્રવૃત્તિઓ જોઈ ઉત્તરપ્રદેશ અને રાજસ્થાનના પાટીદારો પણ મધ્યપ્રદેશની જેમ ગુજરાત સાથે સંપર્ક બનાવીને પોતાના સમાજમાં વિકાસની પ્રવૃત્તિઓ માટે જાગૃત અને પ્રયત્નશીલ બન્યા.

આ દરમિયાન તેઓને દહેજ-મુક્ત સમૂહલગ્નો, વ્યસનમુક્તિનો અને શિક્ષણપ્રસારનો અનુરોધ કરવામાં આવ્યો.

તેના પગલે રાહુવર-બદૌલી (જિ. આઝમગઢ)માં ઉત્તરપ્રદેશમાં સૌપ્રથમ એકસાથે ૮૦ વરઘોડિયાનાં સમૂહલગ્નો યોજાયાં. જેમાં શ્રી ઉમિયા માતાજી સંસ્થાના પ્રમુખ શ્રી કેશવલાલ શેઠ, શ્રી મણિભાઈમમ્મી, શ્રી વિક્રમભાઈ, શ્રી ઓધવજીબાપા, પ્રિ. સોમાભાઈ પટેલ છે. (તંત્રી) સહિત ઘણાં કાર્યકરોએ હાજરી આપી હતી.

હવે ગોરખપુર, કાનપુર અને અન્ય શહેરોમાં પણ સમૂહલગ્નો યોજાઈ રહ્યાં છે.

ગુજરાતની પ્રેરણાથી છ વર્ષ પહેલાં ઉત્તરપ્રદેશના ફતેહપુર, બડાગાંવમાં શ્રી ઉમિયા માતાજીનું સૌપ્રથમ મંદિર નિર્માણ પામ્યું, જેના આશ્રયે તે વિસ્તારના કૂર્મી પાટીદાર સમાજની એકતા અને વિકાસપ્રવૃત્તિઓની ભૂમિકા સર્જાઈ છે.

### રાજસ્થાનમાં ઉમિયા મંદિર

રાજસ્થાનના ખડકાળ ભૂમિવાળા ડુંગરપુર અને વાંસવાડા જિલ્લામાં મુખ્યત્વે લેઉઆ પાટીદારો વસે છે.

છેલ્લા દોઢેક દાયકાથી તેઓશ્રી ઉમિયા માતાજી સંસ્થાનના કાર્યકર્તાઓ સાથે સંપર્કમાં આવ્યા. તેઓએ ગુજરાતમાં અને મધ્યપ્રદેશમાં શ્રી ઉમિયા ઉત્કર્ષ નિધિ જ્યોતિરથની સફળતા નિહાળી અને રાજસ્થાનમાં પણ માતાજીના જ્યોતિરથ પરિભ્રમણની ઈચ્છા ઊંઝા મંદિરના કાર્યકર્તાઓ સમક્ષ વ્યક્ત કરી, ઊંઝા સંસ્થાને તેમને જ્યોતિરથ વિનામૂલ્યે આપ્યો.

આ શ્રી ઉમિયા ઉત્કર્ષ નિધિ જ્યોતિરથે શ્રી ડાહ્યાલાલ પાટીદારની આગેવાની હેઠળ રાજસ્થાનના વાંસવાડા જિલ્લાના ૯૧ ગામોમાં પરિભ્રમણ કર્યું, જેનાથી ૯૦ લાખ રૂપિયાનું ભંડોળ એકત્ર થયું.

આ ભંડોળથી અગાઉ નક્કી કર્યા મુજબ સાગવાડા મુકામે ભવ્ય શ્રી શૈક્ષણિક સંકુલનું નિર્માણ થઈ રહ્યું છે.

### વિદેશની ધરતી પર ઉમિયા મંદિર

વિદેશની ધરતી ઉપર કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું સૌપ્રથમ મંદિર અમેરિકાના જ્યોર્જિયા સ્ટેટના મેકન મુકામે ઈ.સ. ૨૦૦૩માં બંધાયું, ત્યાંના પાટીદારોએ મંદિર સાથે ભવ્ય સાંસ્કૃતિક ભવનનું નિર્માણ કર્યું.

આ મંદિર પણ તેની ધાર્મિક પ્રવૃત્તિઓની સાથે સામાજિક પ્રવૃત્તિઓનું પણ કેન્દ્ર બન્યું છે. આ મંદિરમાં વર્ષ દરમિયાન લગ્નો, બેબીશાવર (સીમંત), વેવિશાળ, સ્નેહમિલન-સમારંભો, વ્યાખ્યાનો યોજાય છે અને એ માટે અહીં નિવાસ તેમજ ભોજનની પર્યાપ્ત સુવિધા અપાય છે.

ઉપરાંત અહીં યુવાનો માટે વ્યાયામ, રમતગમત અને શિબિરોનું આયોજન થાય છે. આ મંદિરટ્રસ્ટ દ્વારા સમગ્ર અમેરિકાના કડવા પાટીદારોનું પાંચમું અધિવેશન યોજવામાં આવ્યું હતું.

જેમાં અમેરિકાનાં સર્વ રાજ્યોમાંથી પાંચ હજાર જેટલા પ્રતિનિધિઓએ હાજરી આપીને વિદેશની ધરતી પર પણ ભારતીયતા, ગુજરાતની સંસ્કૃતિ અને સામાજિક એકતાનો અહેસાસ કરાવ્યો હતો.

અહીં હવે આગામી સમયમાં યુવક-યુવતીઓ માટે લગ્ન સહાયક પસંદગીમેળા યોજવાનું આયોજન છે.

પણ આ મંદિરના અગ્રણીઓએ પ્રગતિની હરણફાળ સમું જે કદમ ભર્યું તે તેમણે મેકન શહેર નજીક શરૂ કરેલી બેન્ક.

મંદિરટ્રસ્ટના અગ્રણીઓ શ્રી રસિકભાઈ બી. પટેલ, શ્રી અજિતભાઈ, ડૉ. દીપેશ, શ્રી માણેકલાલ પટેલ વગેરેના પ્રયાસોથી બે એકર જેટલી વિશાળ જગ્યામાં પોતાના મકાનમાં આ બેન્ક ૨૦૦૭માં શરૂ થઈ ચૂકી છે અને તેની બીજી શાખા પણ કાર્યરત થઈ છે.

'અમેરિકન પ્રાઈડ બેન્ક'ના નામથી શરૂ થયેલી આ બેન્કથી અમેરિકાનાં પાટીદાર કુટુંબોને લોન સહિતની નાણાંકીય લેવડદેવડમાં સરળતા રહેશે. ભવિષ્યમાં બેન્ક દ્વારા પાટીદાર સમાજ માટે અનેક વિકાસયોજનાઓ હાથ ધરી શકાશે.

સાથે સાથે એમ પણ કહી શકાય કે મંદિરના માધ્યમ સિવાય અન્ય કોઈ એક સંસ્થા દ્વારા આટલા મોટા ફલક પર આટલા લાંબા સમય સુધી આવાં લોકહિતનાં કાર્યો ભાગ્યે જ હાથ ધરી શકાયાં હોત.

પાટીદાર સમાજના શ્રી ઉમિયામંદિરોની એ વિશેષતા રહી છે કે તેના ઉપર કોઈ અમુક સંત-મહંત કે સંપ્રદાયના વડાનું આધિપત્ય નથી, તેથી મા ઉમિયાના ભક્તની આસ્થા કોઈ મહંત કે સંપ્રદાયના વડાના પાયવંદન, આશીર્વાદ કે તેમના આદેશો ઉપર નહીં, પણ મા ઉમિયાના સીધા આશીર્વાદ ઉપર નિર્ભર રહે છે.

આથી મા ઉમિયાનાં સર્વે મંદિરટ્રસ્ટો કોઈ મહંતના આદેશ વિના, સમાજવિકાસની પ્રવૃત્તિઓ પરસ્પર વિચારવિમર્શ દ્વારા હાથ ધરી શકવા મુક્ત હોય છે. વળી, બધાં મંદિરો, ટ્રસ્ટોના આગેવાનો પરસ્પરના સંપર્કમાં હોઈ એકબીજાના નવા વિચારો, નવા અભિગમને અપનાવવા પણ તૈયાર હોય છે.

આ ઉમિયામંદિરોની પ્રવૃત્તિઓ પ્રશસ્ય અને સરાહનીય અવશ્ય છે, પરંતુ એ સર્વોત્તમ છે અને એમાં વિશેષ કરવા જેવું કે સૂચવવા જેવું નથી એવું કહેવાનો આશય બેશક નથી. હજુ નવા સમયને અનુરૂપ ઘણું બધું કરવાને અવકાશ છે એ પણ સ્વીકારવું રહ્યું.

(ધરતી સામયિકમાં પ્રકાશિત થયેલા લેખના કેટલાક અંશો અહીં લેવાયા છે. આભાર સહ......)

## ઊંઝા તે ધામને મંદિરીયે...

ઊંઝા તે ધામને મંદિરીયે બેઠાં ઉમિયા મા
વાંઢાયધામના મંદિરીયે બેઠાં ઉમિયા મા
એની શોભા અપરંપાર

ચુંદડી ઓઢીને શોભે ઉમિયા મા
કૈલાસધામથી ઉતર્યા મારી ઉમિયા મા
માડી આવ્યા છે ગુજરાત
ચુંદડી ઓઢીને શોભે ઉમિયા મા... ઊંઝા...

વ્રજપાલજીએ સ્થાપિયા મારી ઉમિયા મા
સંવત બસ્સો બાર
ચુંદડી ઓઢીને શોભે ઉમિયા મા... ઊંઝા...

કડવા તે કુળના દેવી થયા મારી ઉમિયા મા
કીધો ઊંઝામાં વાસ
ચુંદડી ઓઢીને શોભે ઉમિયા મા... ઊંઝા...

સંત ઓધવરામની પ્રેરણાથી મારી ઉમિયા મા
માડી આવ્યા વાંઢાયધામ
ચુંદડી ઓઢીને શોભે ઉમિયા મા... ઊંઝા...

કડવા પાટીદાર પાય પડે મારી ઉમિયા મા
દેજો આશિષ સૌને માત
ચુંદડી ઓઢીને શોભે ઉમિયા મા... ઊંઝા...

- રતિલાલ પટેલ

## ઉમિયા માવડી

ઉમિયા માવડી રે, તુજને વંદન વારંવાર
આશિષ આપજે રે દ્વારે ઊભા છે નરનાર
કચ્છની ધન્ય ધરા રે, જેમાં વાંઢાય તીરથધામ
માના બેસણા રે, સંતે તપ કર્યા જે ઠામ
માના મંદિરીયે રે થાય ઝાલરનો ઝણકાર...ઉમિયા...

ઈશ્વરરામજી રે જાણે ઈશ્વરનો અવતાર
ભક્તિ બહુ કરી રે સંતે વાંઢાયની મોજાર
સંત લાલરામ રે એનું હૃદય ઘણું જ વિશાળ...ઉમિયા...

ઓધવરામજી રે સેવાની મૂર્તિ સાક્ષાત
વાંઢાયધામમાં રે લાવ્યા ઊંઝાવાળી માત
સનાતન ધર્મની રે સંતેહાથ ધરી મશાલ... ઉમિયા...

સંત વાલરામે ખોલ્યાં અન્નતણાં ભંડાર
ભોજન પામતા રે નિત્ય યાત્રીળુ અપાર
માની ગોદમાં રે નાના મોટાનો સત્કાર...ઉમિયા...

ધરતી ધણધણી રે કચ્છમાં વ્યાપ્યો હાહાકાર
ડોલ્યાં ડુંગરા રે ડોલ્યાં મંદિર ને ઘરબાર
માનું મંદિરિયું રે બાંધ્યું રુડું નવું વિશાળ...ઉમિયા...

- રતિલાલ પટેલ

# મા ઉમિયામાં વિશ્વાસ

**મા ઉમિયા જે કંઈ કરે છે તે સદૈવ મંગલમય હોય છે.**

તમો ઈચ્છતા ન હોવા છતાં તમારા જીવનમાં સ્વયંભૂ અથવા કોઈના દ્વારા જે પરિસ્થિતિનું નિર્માણ થાય છે, તેને મા ઉમિયાનો સંકેત કહે છે. તમારી અલ્પબુદ્ધિ અને અલ્પદ્રષ્ટિને લીધે તમોને બાહ્યરૂપથી-બહારથી મા ઉમિયાના સંકેતને પ્રતિકુળ, નુકસાનકારક, ચિંતાજનક, અપમાનજનક, અસુવિધાજનક, દુઃખ આપનારી, અમંગલકારી અને ઘણું જ ભયાનક દેખાય છે. પરંતુ તેની અંદર તમારું, તમારાં સ્નેહીજનોનું અને તમારા સંપર્કમાં રહેવાવાળી બધી જ વ્યક્તિઓનું હિત છુપાયેલું છે. જગતજનની, પરમકૃપાળુ મા ઉમિયા પોતાનાં બાળકોનું ક્યારેય પણ અહિત-નુકસાન કરતાં નથી.

**મા ઉમિયા સમર્થ છે :** તેનો અર્થ એવો છે કે તે બધું જ કરી શકે છે. તેના માટે કોઈ વસ્તુ અશક્ય-અસંભવ નથી અને તેનાથી આ દુનિયામાં શક્તિશાળી કોઈ નથી.

**મા ઉમિયા સર્વજ્ઞ છે :** તેનો અર્થ એવો છે કે મા ઉમિયાને ભૂત-ભવિષ્યનું જ્ઞાન છે. તે તમારા મનની બધી જ વાતો સારી રીતે જાણે છે. તે તમારા વિશે તમારાથી પણ વધુ જાણે છે. તેને આ વાતનો ખ્યાલ છે કે તમોને કઈ વસ્તુની ક્યારે કેટલી જરૂર પડશે.

**મા ઉમિયામાં વિશ્વાસ ક્ષણભરમાં દુઃખનો નાશ.**

**દુઃખનાં જુદાં જુદાં નામ :** માનસિક તાણ, ચિંતા ભય, નિરાશા, શોક, ખિન્નતા, ઉદાસીનતા, હલચલ, ગભરામણ, અભાવ, કોઈના માટે ફરિયાદનો ભાવ, ક્રોધ, અસમતુલા વગેરે દુઃખનાં જુદાં જુદાં નામ છે.

**દુઃખનો નાશ :** વિપરીત પરિસ્થિતિમાં, શારીરિક, કૌટુંબિક, ધંધાકીય, આર્થિક, સામાજિક પરિસ્થિતિમાં લેશમાત્ર પણ દુઃખ ન થાય તેનું નામ દુઃખનો નાશ થયો છે, તેમ કહેવાય. મા ઉમિયામાં વિશ્વાસથી ક્ષણભરમાં દુઃખનો નાશ થઈ જાય છે.

**વિશ્વાસ :** વિશ્વાસ એટલે કોઈ પણ વાતને - ઘટનાને સાંભળીને તેને સાચી માની લેવી અને તેના પ્રભાવમાં આવી જવું. મા ઉમિયાએ બધાં જ ભાઈ-બહેનોને એવી શક્તિ અને સ્વતંત્રતા આપી છે કે તમો જોયા વિના, અનુભવ્યા વિના ફક્ત સાંભળીને જ કોઈ વાત તથા બનાવને એટલી જ સાચી માની લો છો કે, જે તમે તમારી આંખો સામે જોઈ છે, અને તેને તમે સારી રીતે જાણો છો.

તમો તમારા નિત્ય જીવનમાં બનતા બનાવો, જન્મ, મૃત્યુ, માંદગી, વિવાહ, લાભ, નુકસાન, સફળતા, નિષ્ફળતા વગેરે સમાચાર સાંભળતાં તે માની લો છો, અને તેનો તમારા ઉપર પ્રભાવ પણ પડે છે. અનુકૂળ સમાચાર સાંભળીને, તમો સુખ અને પ્રતિકૂળ સમાચાર સાંભળીને તમો દુઃખનો અનુભવ કરો છો. આવી બાબતો માનવામાં કોઈ સમય લાગતો નથી. કોઈ શ્રમ પડતો નથી, તેનો કોઈ અભ્યાસ કરવો પડતો નથી. ફક્ત સાંભળ્યું, અને તેને માની લીધું, અને તેના કારણે તમો સુખી અગર દુઃખી થાઓ છો. વિશ્વાસની આ વિચિત્ર શક્તિ તમને મા ઉમિયાએ આપી છે. આ શક્તિ કોઈ દિવસ ઘટતી નથી કે કોઈ દિવસ નાશ પામતી નથી. જીવનની છેલ્લી ઘડી સુધી તે જેમની તેમ જ રહે છે. મા ઉમિયા પરના વિશ્વાસમાં આ શક્તિ કામમાં આવે છે.

**મા ઉમિયામાં વિશ્વાસ :** આ ઉમિયા વિશે આપે જે વાતો સાંભળી છે તેને માની લેવી, તેને મા ઉમિયા પરનો વિશ્વાસ કહે છે. જો તમો તે વાતોને માની લો અને તેનો પ્રભાવ તમારા જીવનમાં આવે તો માનવું કે તમારો મા ઉમિયામાં વિશ્વાસ છે.

જ્યાં સુધી તમો મા ઉમિયામાં વિશ્વાસ કરશો નહીં ત્યાં સુધી તમારું દુઃખ નાશ પામશે નહીં. જે ક્ષણે તમો મા ઉમિયામાં વિશ્વાસ કરશો, તે જ ક્ષણે તમારું દુઃખ કાયમ માટે વિલીન થઈ જશે. પછી તમારા જીવનમાં ક્યારેય પણ દુઃખનો પ્રવેશ થશે નહીં. તમો કાયમ પ્રસન્ન રહેશો.

**મા ઉમિયા પરના વિશ્વાસની મુખ્ય વાતો :** સંતવાણી, ભક્તિવાણી, ગુરુની વાણી તથા ગ્રંથોમાં જે તમોએ મા ઉમિયા વિશે સાંભળ્યું છે અને તમારે જે માનવાનું છે તે આ પ્રમાણે છે.

(ક) આ જગતની જનની મા ઉમિયા છે : જે જન્મે છે, મોટું થાય છે, બદલાય છે, બગડે છે અને છેવટે મરી જાય છે, તેને જગત કહે છે. તમારું શરીર, સ્નેહીજનો, જગતની બધી જ વસ્તુઓ, સમાજ, પશુ-પક્ષીઓ બધાં જ પ્રાણી તથા પદાર્થ-જગતના અર્થમાં આવે છે. આ જગતને સર્જાવાળી અને તેને ચલાવવાવાળી મા ઉમિયા, તે જ માલિક છે. મા ઉમિયાએ આ વિશાળ જગતની ત્રણ વસ્તુઓ થોડા સમય માટે તમને સોંપી છે તેમાં (૧) શરીર (૨) સ્નેહીજનો - પતિ, પત્ની, બાળકો, માતા-પિતા, ભાઈ-બહેન વગેરે અને (૩) સંપત્તિ.

આ ત્રણેય વસ્તુઓ મા ઉમિયાની ભેટ છે. જ્યાં સુધી તે તમારી પાસે છે, ત્યાં સુધી મા ઉમિયાની આ વસ્તુઓ સંભાળીને રાખવી જોઈએ, તેનો સદ્‌ઉપયોગ કરવો જોઈએ. મા ઉમિયાએ આપેલું આપણું શરીર તથા સ્નેહીજનોને મા ઉમિયાના મહેમાન-

